# વૈદ્ય  યાને વૈદક.

## ભાગ ૧ લો.

રચી પ્રસિદ્ધ કરનાર

**વૈદ્ય [illegible]લાલ દેવશંકર દવે**

તંત્રી ભાગ્યોદય અને હુન્નરવિજ્ઞાન.

અમદાવાદ.

કીંમત રૂ. ૦—૧૨—૦

# વૈદ્ય યાને વૈદક

## ભાગ ૧ લો.

(શ્રી વનસ્પતિના સંસ્કૃત, મરાઠી, હિંદુસ્તાની અને તે ઉપરથી ગુજરાતી સમજાય તેવાં નામો, તેના ગુણ અને તેથી મટતા રોગો તથા દેશી અને અંગ્રેજી ઔષધોપચાર)


રચી છપાવી પ્રસિદ્ધ કર્ત્તા

**વૈદ જેઠાલાલ દેવશંકર દવે**

તંત્રી ભાગ્યોદય અને હુન્નરવિજ્ઞાન.

પદાનો શિક્ષક, સરવૈરેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ, ધનવાન, ધનપ્રાપ્તિના માર્ગો, દેશીવૈદુ, ઘરનો વૈદ્ય તથા ભવિષ્યવેત્તાના કર્ત્તા.



માલીક

**દવે કેમીકલ વર્કસ-અમદાવાદ.**





બીજી આવૃત્તિ　　　　પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૨　　　　સને ૧૯૨૬

શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું

ખાડીયા—અમદાવાદ.

**કીંમત રૂ. ૦—૧૨—૦**

૫૩૭૧

# જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો

**કાયદાનો શિક્ષક**-ફોજદારી, રેવન્યુ અને કાયદાઓનું જુથ રૂ. ૧૫)
**ભવિષ્યવેત્તા**-ભુત ભવિષ્ય અને વર્તમાનકાળનું જ્ઞાન પ્રાપ્ત કરાવનાર રૂ. ૫)
**ધનવાન**-(વોલ્યુમ ૧ લું) ધન આપનાર હજારો પ્રયોગો કીં. રૂ. ૧૦)
**ધનવાન**-(વોલ્યુમ ૨ જું)ધનપ્રાપ્તિના માર્ગો-હુન્નર ઉદ્યોગ શિક્ષક રૂ. ૮)
**માસ્તર ઓફ નોલેજ**-અંગ્રેજી,બંગાળી,મરાઠી હિંદી,સંસ્કૃત,શિક્ષક રૂ.૭)
**હિંદુસ્તાનની તીર્થયાત્રા**-આખા હિંદના ધામોની સંપૂર્ણ હકીકત રૂ.૭)
**સ્વધર્મનિષ્ટ દૈવીજીવન**-ધર્મનિષ્ટ ૧૫૦ મહાન પુરૂષોના જીવન રૂ ૬)
**ત્રિકાળદર્શક દર્પણ**-(વો. ૧ લું) કિંવા પ્રેતાવાહનવિદ્યા રૂ. ૫)
**ચમત્કૃતિજ્ઞાન દર્શકદર્પણ**-થોટ રીડીંગ યોગવિદ્યા મેસ્મેરીઝમ રૂ. ૫)
**સ્ત્રીહિત શિક્ષક**-ચંદ્રકાંતાની આત્મકથારૂપે ૧૫૦ સતીઓના જીવન રૂ૪)
**શ્રીમદ્ શંકરાચાર્ય**-ચરીત્ર કિંવા શંકરદિગ્વિજય-સંપુર્ણ જીવનચરીત્રરૂ.૩)
**શ્રીચરકસંહિતા**-વો. ૧ લુ. મુળસહિત ભાષાંતર વૈદકનો પુરાતનીગ્રંથરૂ.૫)
**મહાત્મા ગાંધી**-અને હિંદના નવ નરરત્નોના જીવનચરીત્રો. રૂ ૧-૮
**સરવે રેવન્યુ અને ફોજદારી**-૨૦ કાયદાઓનોસંગ્રહ(ચોથી આવૃત્તિ)રૂ૪)
**વહુઠકુરાણી**-ટાગોરકૃત નવલકથા રૂા. ૧॥
**રાજર્ષિ**--ટાગોરકૃત નવલકથા રૂા. ૧॥
**ગૃહિણી રત્નમાળા**-ભાગ ૧ લો અને બીજો-કૌમુદનીની આત્મકથા રૂ.૨)
**પરશિઅન નાઇટસ**-અરેબીયનનાઇટસ જેવીજ રસીલીવાતોનો સંગ્રહરૂ.૧॥
**એકાગ્રતા અને દિવ્ય શક્તિ**-અધ્યાત્મ જ્ઞાન પ્રાપ્ત કરાવનાર રૂ. ૧)
**આત્મજ્યોતિ**-કિંવા બ્રહ્મદર્શન-તત્વજ્ઞાન સંબંધી ઉત્તમ પુસ્તક રૂ. ૧)
**વિનોદચંદ્ર**—રસીક સ્ત્રી ઉપયોગી નવલકથા રૂ ૧

**દવે ફાર્મસી અને ભાગ્યોદય ઑફીસ-અમદાવાદ.**

# પ્રસ્તાવના

આજકાલ જમાનાને અનુસરી રોગના ઉપદ્રવો પણ ઘણા વધી ગયા છે. અને જેથી દરેક માણસે વૈદકશાસ્ત્ર જાણવું જોઇએ કારણ કે પોતાને, પોતાના સગા વહાલાને કે પોતાના કુટુંબમાં કોઇ પણ માણસને રોગ થાય તે વખતે જો તેને વૈદકનું જ્ઞાન હોયતો તે તુરત દવા બનાવી આપે. અને જ્ઞાન ન હોયતો તુરત કોઇ વૈદ કે ડોકટરની પાસે જવાની જરૂર પડે અને ખર્ચના બોજામા ઉતરવું પડે. વૈદકશાસ્ત્ર ઉપર આપણા પ્રાચિન ઋષિમુનિઓએ ઘણાજ મોટા વિસ્તારથી વૈદક શાસ્ત્રો રચેલા છે અને તે એટલા બધાં અનુભવસિદ્ધ છે કે જેનો આશ્રય લેવાથી ઘણા રોગો ઉપર તે તે ઉપચારો અકસીર નીવડે છે.

વળી ઘણા ગુજરાતી વૈદકના ગ્રંથોમા વનસ્પતિના નામ સંસ્કૃતમા આપેલા હોવાથી કેટલાક ગુજરાતી ભણેલા માણસો તેના ગુજરાતી નામ જાણી શકતા નથી અને તે નહિ જાણી શકવાથી તેમાં આપેલી દવા તેને નિરૂપયોગી થઇ પડે છે. જેથી દરેક માણસે વનસ્પતીનાં સસ્કૃત નામ ઉપરથી ગુજરાતી નામ જાણવા જોઇએ.

વળી દરેક માણસ ઘણીજ ટુંકી કીમતમા તમામ વૈદક શાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે તેટલા માટે આ પુસ્તક બહાર પાડવામા આવ્યું છે.

આ પુસ્તકમા વનસ્પતિના સંસ્કૃતનાં ગુજરાતી નામ તથા તેથી કયા કયા રોગ મટે છે તે દરેક માણસ સમજી શકે તેટલા માટે સમજાય તેવી ભાષામા આપવામા આવ્યું છે.

વળી દરેક રોગ તેની ચિકિત્સા અને તે રોગ ઉપર કેની દવા આપવાથી મટે તે માટે તેના ઉપચારો આપવામા આવ્યા છે.

દવા બનાવવાની રીત કે જેમા તોલ, માપ તથા કયા પ્રકારે દવા બનાવી કયા પ્રકારે આપવી તે પણ દરેક માણસ સમજી શકે તેવી ભાષામાં લખવામાં આવ્યુ છે.

આ પુસ્તકમા ઘણું ખરૂ દરેક માણસને રાત દિવસ ઉપયોગનુ થઇ પડે તેવી તમામ વૈદક સંબંધી હકીકત આપવામા આવી છે. દરેક રોગ, તેની ચિકિત્સા અને તે રાગ કઇ કઇ દવાથી મટે તે ઉપરાત બીજાં પરચુરણ આષધો, તમામ પ્રકારના ચુર્ણ, ગુટિકાઓ, કવાથ, સ્વરસ અને ગુગળ આદિ બનાવવા માટે તે પ્રકરણો વિસ્તારથી લખવામા આવ્યા છે તેનો દરેક માણસ સરખો લાભ લઈ શકે તેટલા માટે તેની કિંમત ઘણીજ જુજ રાખવામા આવી છે.

આ પુસ્તક ચરક, સુશ્રુત, વાગભટ, શારંગધર સંહિતા, હારિત સંહિતા અને બીજા ઘણા વૈદક શાસ્ત્રો ઉપરથી બનાવી જેમ બને તેમ ઉપયોગી કરવા બનતો યત્ન કર્યો છે.

આ પુસ્તકનો બીજો ભાગ—રસાયણ પ્રકરણ, ધાતુ અને વિષનું શોધન કરી ભષ્મ બનાવવાની રીત, તે ને ભષ્મ ઉપરથી દવા કેવી રીતે બનાવવી તથા તે તે દવા કયા કયા રોગો મટાડે છે તે ઉપરાત લેપ, તેલ, ઘૃત, પાક, મુરબ્બા, અવલેહ અને આસવો વિગેરે ઔષધો કેવી રીતે બનાવવા તે આપવામા આવ્યુ છે તેનો પણ દરેક માણસ લાભ લે તેટલા માટે દળદાર થયા છતા અને જાડા કાગળ વાપરવા છતા ઘણીજ જુજ કિંમત માત્ર ૦-૧૨-૦ રાખી છે.

વૈદક સંબંધી પરચુરણ વિષય ત્રીજા ભાગમાં આવશે અને તેમા બાકી રહેલી તમામ ઔષધી આપવામા આવશે.

આ પ્રમાણે ત્રણે ભાગમા તમામ વૈદકશાસ્ત્રનો સમાવેશ કર્યો છે અને તે ઘણીજ જુજ કિંમતમા તમામ પ્રજા વૈદકનું જ્ઞાન પ્રાપ્ત કરી સુખી થાય એજ હેતુથી આ પુસ્તક બહાર પાડવામા આવ્યુ છે.

મારા તરફથી જેમ જેમ પુસ્તકો પ્રગટ થતા જાય છે તેમ તેમ પ્રજા તરફથી તેની જે પસંદગી બતાવવામા આવે છે તે જાણી પ્રજા સુખી થઇ તમામ લાભ મેળવે એ આશય સિદ્ધ થયેલો સમજું છું.

મારા તરફથી બહાર પડેલ તમામ કાયદાનુ જ્ઞાન પ્રાપ્ત કરાવનાર કાયદાનો શિક્ષક સરકારી નોકર અને વૈયતવર્ગને ઉપયોગી થઇ પડે છે. સરવે, રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ, અને ત્રિકાળજ્ઞાન પ્રાપ્ત કરાવનાર **ભવિષ્યવેત્તાની** પ્રજા તરફથી જે પસંદગી બતાવવામા આવી છે અને હજુ આવે છે, તેવીજ રીતે મ્હને આશા છે કે આ પુસ્તકનો દરેક માણસ લાભ લઇ સુખી થશે.

મુ. આણંદ.
તા. ૨૫-૧૧-૧૯૧૧

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે.
પ્રસિદ્ધકર્ત્તા.

---

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના

પ્રથમ આવૃત્તિ ખપી જવાથી આ આવૃત્તિ બહાર પાડવામાં આવી છે. આ પુસ્તક જનસમાજને વધુ ઉપયોગી થઇ પડયું છે જેથી સંતોષ થયો છે. તેના બીજા ભાગની પણ બીજી આવૃત્તિ બહાર પડી ગઇ છે. ત્રીજો ભાગ તૈયાર થાય છે. જે આ વર્ષમા બહાર પડશે.

ભાગ્યોદય ઓફીસ
અમદાવાદ.

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે.

# અનુક્રમણિકા

### પ્રકરણ ૧૪ મું-ગુગળ



### પ્રકરણ ૧૫ મું. ફાન્ટાદિ ઔષધ

# ત્રિકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યા

## અથવા ચમત્કારીક ગુપ્ત વિદ્યાઓનો ભંડાર.

### ત્રીજી આવૃત્તિ.

આ પુસ્તક હમણા જ બહાર પાડયું છે. જેની અંદર **મેસ્મેરીઝમ અને હિપ્નોટીઝમ** વિદ્યા. યોગવિદ્યા, ત્રિકાળદર્શક દર્પણ અને ત્રિકાળ દર્શી આયના બનાવવાની વિદ્યા-દર્પણ બનાવવાની દવા અને તે જોવાની રીત, પ્રેતાવાહન વિદ્યા, પ્લેન્ચેટ બનાવવું, વશીકરણ વિદ્યા. કોકશાસ્ત્ર રતીશાસ્ત્ર અને કામશાસ્ત્ર સ્ત્રીઓની ખુબસુરતીનું ખરૂં રહસ્ય.

મંત્રવિદ્યા-વશીકરણનો, લક્ષ્મીપ્રાપ્તિનો, વગેરે અનેક મંત્રો છે

**યંત્રવિદ્યા**—જેમા કષ્ટનીવારક, વશીકરણ, આકર્ષણ; સુખપ્રસવનો એકવીસો યંત્ર-વીસોયંત્ર, કાર્યસિદ્ધનો યંત્ર વિગેરે.

તંત્રવિદ્યા—ઇંદ્રજાળ અને જાદુઇ પ્રયોગો ચમત્કારીક પ્રયોગોનો સંગ્રહ હિપ્નોટીઝમથી અનેક રોગો મટાડવા; હજારો વ્યાધી માત્ર પાણીથી મટાડવાની વિદ્યા થોટ રીડીંગ વગેરે અનેક ઉપયોગી પ્રયોગોનો આ પુસ્તકમા સમાવેશ છે. તેમાનો એકજ પ્રયોગ સિદ્ધ કરવાથી હજારો રૂપીયા મેળવી શકાય છે. કીમત રૂ. ૫

## ભાગ્યોદય અને હુન્નરવિજ્ઞાન.

શરીર, મન અને આત્માની ઉન્નતિ કરાવનાર, આર્થીક ઉન્નતિ થાય તેવા, તત્ત્વજ્ઞાનના, હુન્નરના, વૈદકના વિષયો અને રસમય વાર્તાઓ, મહા પુરૂષોના જીવનચરીત્રો, સ્ત્રી અને બાળકો કેળવાય તેવા વિષયો આ માસીકમાં આવે છે. દરવર્ષે ૧૫૦ પાનની ઉત્તમ ભેટ મળે છે. વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦ નમુનાનો અંક મફત, આજેજ ગ્રાહક થાવ.

શ્રી ભાગ્યોદય ઓફીસ, રીચીરોડ-અમદાવાદ.

# વૈદ યાને વૈદક.

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

### રોગ ચિકિત્સા.

#### નાડી જોવાની રીત.

જમણા હાથના અંગુઠાના મુળમા રહેનારી અને પોચાની નીચે જીવની સાક્ષી રૂપે ચાલનારી ધમની નાડી ઉપરથી શરીરના સુખ દુઃખની પરિક્ષા થઇ શકે છે.

જો વાયુનો રોગ હોય તો નાડી જળો અને સર્પની માફક ચાલતી હોય છે.

જ્યારે નાડી કુદક, કુદક એમ દેડકાની ચાલવાની રીત પ્રમાણે ચાલતી હોય તો પિત્ત પ્રકૃતિ છે એમ સમજવું.

જ્યારે નાડી હંસ અને કબુતરની ગતિ માફક ચાલતી હોય તો કફ પ્રકૃતિ છે એમ સમજવું.

જ્યારે નાડી લાવરા અને તેતર પ્રાણીની માફક ચાલતી હોય તો સન્નિપાતનો ઉપદ્રવ છે એમ સમજવુ.

જ્યારે નાડી કોઇ વખત ધીમી અને કોઇ વખત ઉતાવળી એમ ચાલે ત્યારે કફ અને વાત કે વાત અને પિત્ત એમ બંને દોષનો ઉપદ્રવ છે એમ સમજવું.

જ્યારે નાડી ગરમ હોય અને વેગથી ચાલે ત્યારે તાવનો ઉપદ્રવ છે એમ સમજવું.

નાડી હલકી પણ વેગથી ચાલતી હોય તો તેની જઠરાગ્નિ પ્રદિપ્ત છે એમ સમજવું.

નાડી સ્થિર અને બળવાન હોય તો તે માણસ સુખી સમજવો.

નાડી ચપલ હોય તો તે માણસ ભૂખ્યો જાણવો અને સ્થિર હોય તો તૃપ્ત સમજવો

કામની ઇચ્છાવાળાની તેમજ ક્રોધીની નાડી મોટા વેગથી ચાલે છે. નાડી ઘણી મન્દ હોય તો તેની જઠરાગ્નિ મદ હોય અથવા ધાતુક્ષય થયો હોય એમ સમજવું

ચિંતાવાળાની અને ભય વાળાની નાડી ક્ષીણ વેગથી ચાલતી હોય છે

કંઇક ગરમ નાડીવાળો હોય તો તે લોહીથી ભરેલા શરીરવાળો સમજવો.

ગર્ભવાળી સ્ત્રીની તેમજ આમવાળા દરદીની નાડી ભારે હોય છે.

જો નાડી રહી રહીને ચાલતી હોય તો તે મનુષ્ય બચે નહિ.

ઘણી ક્ષીણ થયેલી તેમજ ટંડી પડી ગયેલી નાડી પ્રાણનો નાશ કરે છે.

નાડીની ચાલ પાચ પ્રકારની છે.

એક નબળી, બીજી ભારે, ત્રીજી પહોળી, ચોથી વહેલી, અને પાંચમી ઠસો ખાઇને ચાલે છે.

જયારે કોઇની નાડી નબળી ચાલે ત્યારે જાણવુ કે તેને ફેફસા અથવા આંતરડા અથવા મગજમાથી દરદ ઉપજેલું છે. અને જેની નાડી ભારે ચાલે તેને જાણવું કે લોહીનું જોર છે અને જેની નાડી ઘણી ઉતાવળી ચાલે તેને સુમજવું કે મગજમા ગરમી થએલી છે. ને ગરમીથી રોગ ઉપજેલો છે, અને જેની નાડી નરમ અને ઉતાવળી ચાલે તે સાથે અગ થડુ હોય તેને ઘણી નબળાઇ તથા શરદીનુ જોર જાણવુ. ને જેની નાડી બે ત્રણ વાર ચાલીને ઠેસા ખાતી હોય તેને ઘણી નબળાઇ અને બિમારી સમજવી.

જયારે દરેક માણસની નાડી જોવી હોય ત્યારે હાથના ચાર આગળા નાડ ઉપર મુકીને જરા દાબીને જોવુ કદપી નાડી જોરમા ચાલતી હોય તો આગળા ભારે રાખવા, ને નરમ ચાલતી હોય તો આગળા હલકા મુકવા. પછી જોવું કે નાડીનું ઉઠવું તથા બેસવું કેવું છે, જો ઉતાવળી ઉઠબેસ કરતી હોય અને ઉતાવળી ચાલતી હોય તો ગરમી થયેલી સમજવી જો ધીમી ઉઠબેસ કરતી હોય તો શરદી સમજવી. તે ઉપરથી તથા ઉપર કહેલી પાચ રીત પરથી રોગીના રોગીની ઉત્પતી જાણવી કદાપી તે ધીમી ઉતાવળી ચાલતા સમજણ નહી પડે તો ઘડીઆળ લેઇને જોવું કે મીનીટમા અથવા કલાકમા નાડી કેટલી વખત ચાલે છે જો કદાપી જુવાન આદમીની નાડી ૭૫ થી ૮૫ વાર સુધી એક મીનીટમા ચાલે તો જાણવું કે તે માણસની તબીયત સારી છે શરીરમા કશુ ખલેલ નથી. કદાપી ૮૫ ઉપર ચાલે તો ગરમી અથવા તાવ આવેલો સમજવો, કદાપી અદર ચાલે શરદી અને વાયુની અસર થએલી સમજવી. અને જયારે જોરાવર તાવ હોય ત્યારે નાડી એક મીનીટમા ૧૨૦ સુધી ચાલે, અથવા તેથી પણ વધારે ચાલે. પણ સઘળા માણસની નાડી સારા હાલમાં

બરાબર એક ધારા મુજબ ચાલતી નથી વાસ્તે સારા હાલમા પાચ સાત વખતે નાડી જોએલી હોય ત્યારે તેની તબીયતના તથા નાડી ચાલવાનો ધારો માલમ થાય છે. કેમકે કોઇ માણસનો મીજાજ એવો પણ હોય છે કે હમેશા સારા હાલમા પણ ૭૦ ની અંદર ઘણી ઓછી ચાલે છે અને કોઇની ૮૫ ની ઉપર ઘણીવાર ચાલે છે. તે ધારો તપાશીને રોગની વેળાએ તે ઉપર કેટલી વધી છે અથવા કેટલી ઘટી છે. તે ઉપર શુમાર રાખવા જોઇએ છે. માણસને સુખાકારી વખતમા નાડીનો ચાલનો એક ધારો ૮૦ ની ચાલ ઉપરથી મુકરર છે. અને જેની નાડી હંમેશા એક મીનીટમા ૮૦ થી તે ૮૫ વાર ચાલે તેની તબીયત ઘણી સારી છે એમ સમજવું. અને કોઇ વેળાએ માણસ ગુસામા આવ્યું હોય અથવા ફીકર અને ધાસ્તીમા હોય, તે વેળાએ પણ માણસની નાડીનો અદાજો રહેતો નથી ને ગણતરીમા તેના ધાર્યા કરતા તે વધી જાય છે, વાસ્તે નાડી જોતી વેળાએ તે પણ તપાસીને અમલ કરવો. અને નાના બચ્ચાની નાડી તે ઉંઘેલુ હોય ત્યારે તપાસવાથી બરાબર માલમ પડે, જાગતું હોય ત્યારે તે રડે અથવા વૈદને જોઇ ગભરાય અથવા ચલ વચલ થાય તેથી દુરસ્ત હાથમાં આવે નહી ને ગણતરીમા વધારે થાય, જ્યારે બચ્ચું જન્મે ત્યારે તેની નાડી એક મિનિટમા ૧૨૦ થી તે ૧૪૦ વાર ચાલે, અને બચ્ચાની પહેલા વરસમા ૧૦૮ થી તે ૧૨૦ સુધી ચાલે. ત્રીજે વરસે ૯૦ થી તે ૧૦૦ સુધી ચાલે. ચોથે પાચમે ને છઠે વરસે પણ ૮૦ થી ૧૦૦ સુધી ચાલે, અને સાતમા વરસથી તે અગીઆરમા વરસ સુધી ૭૨ થી તે ૭૫ સુધી ચાલે અને બારમે વરસે ૭૦ થી ૭૫ સુધી ચાલે. અને જ્યારે જુવાની ઉપર આવે ત્યારે ૬૦ થી તે ૮૦ સધી ચાલે અને વૃદ્ધ આદમીની નાડી કોઈ વેળાએ ઘણી ઓછી પણ

ચાલે, વળી કોઇ જુવાન આદમીની નાડીનો એવો પણ ધારો હોય છે કે, સુખાકારીના વખતમાં છેક ૨૫ સુધી ઓછી ચાલે છે સઘળા માણસની નાડીનો એક ધારો નથી એકેલા કરતાં બુનેલાની નાડી ચાર પાચ વધારે ચાલે. અને દરેક જુવાન માણસને જ્યારે તાવ આવે ત્યારે તેની નાડીની ચાલ તેના ધાર્યા કરતા ઘણી જ વધી જાય, પણ તેની ચિંતા રાખવી નહિ. પણ દવાની તાકીદ રાખવી અને કોઇ વેળાએ કોઇ બસ્વું માદુ થાય અથવા તાવ આવે ત્યારે તેની નાડી એક મીનીટમાં ૧૦૮ થી પણ વધારે ચાલે, ત્યારે તેને તરસ ઘણી લાગે છે. અને હાંફણ ચાલે, ખવાય નહિ, જો વૈદે હરેક માણસની નાડી સુખાકારીના વખતમા ઘણી વાર જોએલી હોય તે વઇદ બીજા અજાણ્યા વૈદ કરતા તેની રોગ વખતની નાડીની પરિક્ષા બરાબર કરી શકે. માટે જે વૈદથી ફાયદો થએલો હોય તેનેજ નાડી દેખાડવી.

## માણસની નીત અને પેશાબ જોવાથી રોગની પરીક્ષા

જે માણસના ચાર વિચાર જે લોહી, પીત્ત, રસ, તથા સોદા છે, તે ચારેના ચાર રંગ જુદા હોય છે. તે રંગ ઉપરથી માણસના પેશાબનો રંગ આવે છે. અને એ ચારેમાથી જેનું જોર વધારે થયું હોય છે. તે રંગનો પેશાબ થાય છે, ચારે રંગમા પહેલો સફેદ, બીજો લાલ. ત્રીજો પીળો, અને ચોથો કાળાશ ઉપર હોય છે, હવે એ દરેક રંગમા બીજી ઘણી એક જાતિ હોય છે, રોગીના પેશાબનો રંગ પીળો હોય તો પિતવિકારથી તેને બિમારી સમજવી અગર સફેદ રંગ હોય તો રસવિકારથી અથવા શરદીથી તેની બીમારી સમજવી. લાલ રંગ હોય તો રસવિકાર અથવા શરદી જાણવી. અગર તે કાલાશ પર હોય તો સોદા અથવા વાયાનો વિકાર જાણુ

વો, હવે તે ચારેમાંના દરેક રંગ સાથે બીજા રગ મળેલા હોય છે. ત્યારે તેની પરિક્ષા જુદી હોય છે તે એ રીતે કે પેશાબનો રંગ ચળકતો લાલ હોય તો શરદી સાથે ખોસથી તે રોગ ઉઠેલો જાણવો. કદાપી ઘેરો લાલ હોય તો ગરમી સાથે તરીથી ઉઠેલો સમજવો કદાપિ તે ઉપરથી ફીણ આવે ને રોગીના અગમા તપ હોય તો વાયુ જાણવો અપર સફેદ સાથે ધોળો હોય તો રસવિકાર અને શરદીથી જાણવો અગર ઘેરો પીળો હોય તો અજીરણ જાણવો, અગર ઘેરો કાળાશ પર હોય તો રોગ સનેપાત વાયુનો જાણવો, જેથી નીત જુએ તેને તેની ગઇ રાતના કાંઇ ખાણુ અથવા દવા ખાધી નહિ હોય ત્યારે ચોકસ નીત જોવાની સમજણ પડે છે, હરેક ખાણુનો તથા મેવાનો તથા દવાનો રંગ પણ પશાબમા ઉતરે છે. તેથી કરીને બરાબર પરીક્ષા થઇ શકતી નથી અને પેશાબ ઝીલે ને ચોખા બીલોરના વાસણમા ઝીલીને રાખવો જોઇએ, વળી પેશાબ કર્યા પછી ૬ કલકની અંદર તપાસ કરવી જોઇએ કેમકે તે પછી તેનો રગ ફરી જાય છે તેની પણ પરીક્ષામા તફાવત પડે છે.

ઓરતના તથા મરદના પેશાબમા કાંઇ એક તફાવત પડે છે ઓરતે થોડી મહેનત તથા થોડી હાલ ચાલ કર્યાના સબબથી અગમા કસર મરદ કરતા વધારે રહે છે, તેથી કરીને ઓરતનો પેસાબ ગદલી અને ઘેરી કે સફેદ હોય છે. અને જે ઓરતના પેસાબનો રંગ લાલ અથવા પીળો હોય તે ઓરતને અસુખ થએલું જાણવું. અને કોઇ ગર્ભવતી પેશાબના રગ પીળો ચળકતો પણ હોય અને ગર્ભ પડેલા દહાડા ઉપર અથવા સફેદની સાથે વધારે ચળકાટ મારે. અને છેહા જણવાના દહાડા ઉપર લાલી ઉપર હોય ને તેને હલવે ત્યારે કાંઇ એક ઝલાટ મારે. કદાપિ ચાર પાચ મહિના

થયા પછી લાલી સાથે ઘણીજ કાળાશ મારે તો તે છોકરું વખતે અધુરૂ ડુટી પડવાની નિશાની છે.

## પેશાબમા તેલનો નાંખવાની પરિક્ષા

પેશાબની અંદર ઘાસની સળી વતે તેલનો છાંટો પાડવો પછી તેની પરિક્ષા કરવી. જો તે છાંટો નાખતા તળે જઇને પાછો ઉપર આવે ને તેમા આતરડુ પડેતો તેમા પેશાબનો રંગ કાળો હોય અથવા ત્રાંબાના રંગ જેવો હોય. તો તે માણસને ઘણું દરદ જાણવું, અને છાંટો નાખતાજ પસરી ગયો તો તેનો રોગ સહજ જાણવો, કદાપી છાંટો નાખે તેવોજ રહે અથવા નીચે બેસે તો તેનો રોગ ઘણોજ જાણવો, કદાપી વાયુનું જોર વધારે હોય તો છાંટો નાખતાજ પસરી જાય અને પેશાબનો રંગ લાલ અને તે થડો હોય, કદાપી પિતનું જોર ઘણું હોય તો તે છાટામા પરપોટા આવે અને પેશાબનો રંગ પીળો અને તે પેશાબ ગરમ હોય, એ મુજબ પરિક્ષા કરવી.

## ઝાડાની પરિક્ષા.

કદાપી વાયુનુ જોર ઘણું હોય તો ઝાડો ફીણ સાથે શુભગટ કરતો આવે, અને તેનો રંગ ભુરો તથા ચોથો ભાગ પાણી સાથે આવે અને પીતનું જોર ઘણું હોય તો ઝાડો પીળો વાસ સાથે કઠણ અથવા પાણી જેવો ગરમ આવે કફનું જોર વધારે હોય તો ઝાડાનો રંગ સફેદ અને તે દરદ સાથે રાતી ચીકાશના જેવો આવે છે. કફવાયુનું જોર હોય તો કાળો ચળકતો અને પીળો ભેલ ગાંગરીની મીસાલે આવે છે સોદ વીકારથી હોય તો કાળો તથા લીલો, રાતો ભેગો આવે, ને તે પણ ગાગડાને મીસાલે કઠણ આવે છે. અજીરણ વિકારનો ઝાડો પાતળો આવે. જલદરનો ઝાડો ઘણાખરા બેવાસ સાથે સફેદ હોય છે. ક્ષયના આજારવાળાનો ઝાડો અતીસારની

મીસાલે વપરાએલો ગેંધાતો કાળો લાલ ઉજળો અને માસના પાણી જેવો બે રંગી હોય. એ મુજબ ઝાડાની પરિક્ષા કરીને દવા આપે તો દરેક રોગ ઉતાવળો સારો થાય.

## જીભ ઉપરથી રોગની પરિક્ષા.

વાયુનું જોર હોય તો જીભ ઉપર કાતરા પડેલા દેખાય અને જીભનો રંગ કાંઇ એક પીળાશ ઉપર હોય. પિતનુ જોર હોય તો જીભ પીળી અથવા લાલ કાળી રંગી હોય, કફના જોરથી હોય તો જીભ ઉજળી અને ચળકતી જેવી દેખાય, અતીસારવાળાની જીભનો રંગ મધના રંગ જેવો હોય, પરમો અને સંઘરણીવાળાઓની જીભનો રંગ લાલ ઘેરા જેવો હોય, ટાઇફોઇડનો આજાર થયો હોય તે તેની જીભ ફાટીને ખરબચડી કાટા સરખી થઇને તેમાંથી પાણીની શેર નજર આવે છે. માણસની અજલ વખતે જીભ સુપરાની મિશાલે અને તરણાએલી જેવી ફીણ સાથે માલમ પડે છે.

## આંખની પરિક્ષા.

વાના જોરથી આખ સુકી અને ભુરા રંગ સાથે ઘેરી હોય છે. પિત્તનું જોર હોય તો આખના ડોળા પીળા અને લાલ રંગના હોય છે. અને સુરજ અથવા ચીરાગની રોશની જોવાતી નથી કફનું જોર હોય તો સફેદ અને ઘેરી નજર આવે અને તે ચીકાશ ભરેલી જેવી દેખાય છે.

## ચહેરાની પરિક્ષા

સવારમા રોગીનું મહોડું સામળુ અથવા કાળુ દેખાય તો વાયુનુ જોર જાણવું મહોડાનો રંગ પીળો અને સુજેલાની મીશાલે માલમ પડે તો તેની બીમારી પિતના જોરથી સમજવી. ઘેરો કાળો રંગ હોય, અને તે સાથે ડોળા ગભરએલા જેવા દેખાય તો તેની

બીમારી કફના જોરથી .જાણવી. બીજા સરવે બકારના દરદો દામી જોરથી તથા તેના રંગથી વિજ્ઞાન કરીને દવા આપવી જોઇએ તેની વીગત તે દરદમા કહી છે.

## બોલવાની પરીક્ષા

વાયુનું જોર હોય તો તેનો અવાજ ગુગરાએલા જેવો નીકળે તિનું જોર હોય તો અવાજ મોટો અથવા સારી હાલતના માણસ કરતા મોટો નીકળે, કફનું જોર હોય તો અવાજ ભારી અને ઘર ઘળનો નીકળે, એ ઉપરથી બોલવાની પરીક્ષા કરીને દવા આપેથી તે દવા ઉતાવળે ગુણ કર્યા શિવાય રહેશે નહિ તે માણસને ખુબ રીતે સંભાળવું કે કોઇ પણ રીતે ધારતી અથવા ગુસ્સો આવ્યો હશે તો તે પરીક્ષામા તફાવત માલમ પડશે.

## સાધારણ વિચાર

શરીરમા કોઇપણ પ્રકારનો અસ્વભાવિક ફેરફાર થવાથી રોગ થાયછે.

શરીરમા બે નસો ધોરી છે છાતીની વચ્ચે શ્લેષ્માશય તેની નીચે આમાશય. ડુંટીની ઉપર ડાબી કોરે અમન્યાશય, તેની ઉપર તિલપિપાશય ( મત્રાશય ), તેની નીચે પવનાશય, તેની નીચે મહાશય અગર પકવાશય, નીચે બસ્તિ મત્રાશયની ચામડાની કોથળી છે અને ઉરસ્થાનની અંદર જીવરકતાશય છે, એમ સાત આશયો ( સ્થાનો ) હોય છે. પણ સ્ત્રીને ધરાની અંદર ગર્ભાશય અને બેસ્તનની અંદર બેસ્તન્યાશયો હોય છે.

શરીરમા સાત ધાતુઓ રસ, લોહી, માંસ, મેદ, ( ચરબી ) અસ્થિ ( હાડકા ) મજ્જા અને અને વિર્ય એમ સાત સાધુઓ છે તે પિત્તથી પચીને એકમાંથી બીજી એમ અનુક્રમે થાય છે.

દરેક ધાતુનો મળ થાય છે. જેમ કે જીભપરનું પાણી, આખના આસુ અને ગાલનો પરસેવો તેમ રસ ધાતુમથી મળ નીકળે છે.

તેમજ પિત્ત એ લોહીનો, કાનનો મેલ એ માસનો, જીભ પરની છારી દાત પરની છારી કાનમાનો મેલ અને લીંગ આદિપરનો મેલ એ ચરબીનો, નખ એ હાડકાનો; આખના ચીમડા અને મે ઢાપરની ચક્ચાકતતા એ મજ્જા ધાતુનો અને મોઢાપરનો ખીલ એ ( વીર્ય ) ધાતુનો મેલ જાણવો.

વાત; પિત અને કફ એ ત્રણ દોષો છે કે જે શરીરમા અસ્વભાવિક ફેરફાર કરી રોગી બનાવે છે.

ત્રણ દોષો, સાત ધાતુઓ અને મલો એ દરેક દેહને ધારણ કરે છે. તેમા ફેરફાર કે વધઘટ થવાથી રોગ થાય છે.

ધાતુઓ શરીરને ધારણ કરી રાખે છે અને ત્રણદોષો શરીરને મેલુ કરે છે.

વાયુ કે પિત્ત, મળો અને ધાતુઓમા ફેરફાર કરી શકે છે તથા તે બળવાન હલકો, અને રજોગુણવાળો છે.

પિત્ત, ઉનું પાતળું અને કાચુ છે. તે સત્વગુણી છે તે ખાટુ અને તીખું તથા કડવું હોય છે. તે બળતરા વિગેરે રોગ કરે છે. કફ એ ભારે ધોળો અને શીતળ છે તેમા તમોગુણ છે

હૃદયની ડાબી બાજુએ કૈક નીચે ફેફસુ હોય છે તે ઉદાન વાયુના આધાર ભૂત છે.

હૃદયની બાજુએ થોડે નીચે પ્લીહા અગર બરોળ હોય છે. તે નાડીઓનુ મુળ છે.

હૃદયની જમણી બાજુએ યકૃત ( મુઠારો છે તે લોહી અને પિત્તનુ સ્થાન છે

હૃદયે એ ચેતનનુ મુખ્ય સ્થાન છે તે સર્વ ધાતુઓના તેજનું આશ્રય છે.

નાડીઓ ડુટીમાથી નીકળ્યા છતા આખા શરીરમા વ્યાપીને વાયુના સંયોગથી રસાદિ ધાતુઓને આખા શરીરમા ફેરવે છે.

શરીર અને પ્રાણવાયુનો સંયોગ કહે ત્યાં સુધી આયુષ્ય રહે અને વિયોગ થાય તો મરણ થાય.

મટી શકે તેવા દરદોની દવા ન કરવાથી તે કષ્ટસાધ્ય અને અસાધ્ય થાય છે, અને તેની પણ દવા ન કરવાથી પ્રાણનો નાશ થાય છે.

રસાદિ ધાતુઓ મળો અને ત્રણ દોષો વધઘટ થવાથી રોગ થાય છે પણ તે બરોબર પ્રમાણસર રહે તો રોગ થતા નથી.

થોડા વાળ દુર્બળ કૃષ શરીરવાળો, ચંચળ મનવાળો, બોલકણો અને સ્વપ્નની અંદર આકાશમા ફરતો પોતાને જુએ તો તે વાયાની પ્રકૃતિવાળો જાણવો.

જુવાનીમા વાળ ધોળા થાય, બુદ્ધિવાન, પરસેવો થાય; રીસાળ અને સ્વપ્નની અંદર તેજસ્વી પદાર્થો જુએ તો તેને પિત્તપ્રકૃતિ વાળો સમજવો

જાડો, સ્નીગ્ધ કેશવાળો, બળવાન, ગમ્ભીર બુદ્ધિવાન અને સ્વપ્નની અંદર જલાશયને જુએ તો કફ પ્રકૃતિ જાણવી.

જેની પ્રકૃતિ બે દોષથી મિશ્રીત થઇ હોય તેને પ્રકૃતિવાળો જાણવો અને ત્રણ દોષથી જેની પ્રકૃતિ મિશ્રીત થઇ હોય તેને ત્રિદોષ પ્રકૃતિવાળો જાણવો.

કફ, વાયુ અને તમોગુણથી તન્દ્રા થાય છે.

વાયુ, પિત્ત અને રજોગુણથી ભ્રાન્તિ થાય છે

પિત્ત અને તમોગુણથી નિન્દ્રા આવે છે.

ધાતુઓના તેજનો ક્ષય થવાથી, અજીર્ણથી, થાકથી, અને શરીર કે મન સંબંધી દુઃખને લીધે ગ્લાની થાય છે

આ પ્રમાણે શરીરમાં રહેલા ધાતુ, મળ અને વાત પિત અને કફમા ઓછોવત્તો ફેરફાર થવાથી રોગ થાય છે.

હવે કયા દોષથી આ રોગ થયો છે તે ઉપરના કારણોથી સમજીલેવું.

## પ્રકરણ ૨ જું.

### વનસ્પતિના નામ અને ગુણદોષ.

આ પ્રકરણમા દેશી દવાઓમા વપરાતી વનસ્પતિ કે જેના કેટલાક ગ્રંથોમાં સંસ્કૃતમા કે બીજી ભાષામા નામો હોવાથી આપણા લોકો તે વનસ્પતિ ઓળખી શકતા નથી અને તેથી કરીને દરેક વનસ્પતિના સંસ્કૃતમા, મરાઠીમા તથા હિંદુસ્તાનીમા નામો અને તે વનસ્પતિઓના ગુજરાતી ભાષામા દરેક માણુસ સહેજથી ઓળખી શકે તેવાં નામો આપવામા આવ્યા છે.

વળી દરેક વનસ્પતિ કયા કયા રોગ મટાડવામા કામમાં આવે છે તે પણ આપવામા આવ્યું છે

**કરીઆતુ ઇં ચીર ટા.**

**આકલ્લક**—(ગુ) અકલકરો, દાત દુઃખતા હોય તો, મોઢામાં રાખવો પેટના વાયુ ઉપર અપાય છે.

**અગસ્ત્ય**—(ગુ) અગથીયો, તેની છાલ, પાન. ફૂલ તથા ગુંદર વપરાય છે તે ખાસી કફ, ઝાડો, શુળ અને ત્વચા રોગ ઉપર ક્વાથમા આપવામા આવે છે.

**અગર**—(ગુ) અગર, આની અગરબતી થાય છે.

અગ્નિકુમાર રસ ( ચુનો જુઓ )

**અપામાર્ગ**—(ગુ) અઘેડો, તે દમ ખાસી તથા શ્વાસ ઉપર વપરાય છે અઘેડાને બાળી તેની રાખ ચાર ઘણા પાણીમાં એક રાત પલાળવી સવારે ઉપરનુ પાણી ગળી અને કડાઇમા રેડી ઉકાળવું તેમા તળીએ જે જામી રહે તે અઘેડાનો ક્ષાર કહેવાય છે. આ ક્ષાર

દમ, ખાસી, ગુલ્મ, પેટના વાયુ, શુળ તથા પાડુ રોગ ઉપર વપરાય છે. તે ૫ થી ૬ ગ્રેન આપવું તેને પાણી સોજા, જલંદર અને સર્પવિષનું વારણ છે.

દિપ્યક—(ગુ) અજમો, તેનાથી ચુંક અજીર્ણ તથા પેટના વાયુ મટેછે. પેટ દુખતું હોય તો અજમા તથા સંચળની ફાકી દેવામા આવેછે.

અતિવિષા—(ગુ) અતિ વખની કળી, તેનાથી ઝાડો ઉલ્ટી, તૃષા કરમ, હરસ અને જ્વર વિગેરે મટે છે. બચ્ચાનો તાવ મટે છે.

સરિવા—(ગુ) અનંતમૂળ ( ઉપલસરી જુઓ. )

અહિફેન—(ગુ) અફીણ, તે ઝાડો, ઉલ્ટી, ખાસી દમ અને વેદના ઉપર અપાય છે.

અભ્ર—(ગુ) અબરખ. અબરખને દુધમા ઉકાળી શુદ્ધ કરાય છે તેની ભષ્મથી કમળો, પાડુ, સંગ્રહણી, જીર્ણજ્વર મુત્ર રોગ ક્ષય અને ખાંસી વિગેરે રોગ માટે મધ, અથવા સાકરના અનુપાનમા આપવાથી મટે છે.

અગ્નિમથ—(ગુ) અરણી, તેના પાન તથા મળ વપરાય છે. તે સુતીકારોગઃ સોજા અને વાયુ ઉપર અપાય છે સોજા ઉપર વાટીને અપાય છે.

વાસા—(ગુ) અરડુસી, તેના ફુલ તથા પાન વપરાય છે તેનાથી તાવ, શ્વાસ, ક્ષય, ત્રિદોષ, મરડો, ઝાડો, રક્તાતિસારમાં કવાથ તરીકે અપાય છે. તેના પાનનો રસ એક તોલો મધ અને પીપર સાથે ઉપર કહેલા રોગ માટે આપવો.

અરલુ—(ગુ) અરડુસો, તેની છાલ ઔષધીમાં વપરાય છે. તેનાથી અજીર્ણ ખાસી, અરૂચી, તાવ, ઝાડો તથા સંગ્રહણી ઉપર તેનો કવાથ અથવા હીમ અપાય છે.

અરિષ્ટ—(ગુ) અરીઠા, અરીઠાનું પાણી ઝેરી વસ્તુ તથા સર્વ

વિષ માટે ઉલટી કરાવવા વપરાય છે.

મસ્તકસૂળ તથા આદ્યાશીશીમાં તેના પાણીના બે ત્રણ ટીપા નાકમા નાખવાથી આરામ થાય છે. કેશ અને કપડા ધોવામા અરીઠા કામ આવે છે, અરીઠાનું ફીણુ કળતર ઉપર લગાડવાથી ફાયદો થાય છે.

**અતસી બીજ**—[ ગુ ] અળસી. તેના બી તથા તેલ દવામા વપરાય છે, તેની ચા, પરમીયા, પેશાબની બળતરા, તથા તણીખીઆ ઉપર ગુણ કરે છે. તેની પોટીશ ગુમડા ઉપર મારવાથી ફાયદો થાય છે.

**આસાલીટ**—(ગુ) અસાળીયો, તેનાથી વાયુ, મટે છે. અને માર વાગ્યો હોય કે પડી જવાથી વાગ્યુ હોય, તેના ઉપર અસાળીયા ના બીજની ખીર કરીને ખવાય છે. શુળ તથા બીજા દુઃખાવા ઉપર તેને વાટીને ચોપડાય છે. આખ દુઃખતી હોય તો તેના બીજ, આ-ખમા ભરવાથી આરામ થાય છે તે લોહીને તોડી નાખે છે.

**અર્ક**—(ગુ) આકડો, તેના મુળીયા ઉનાળાના વખતમા કાઢી અને તેની છાલ ઉતારી સુકવીને ચુરણ કરી રાખવું. તે વાત રકત, ઉપદંશ, જવર નબળાઇ, મરડો, ઝાડા સંધિવા અને આચકી ઉપર અપાય છે. તેના પાન દીવેલ લગાડી ગરમ કરી બધારણ બાધવામા કામ આવે છે માથે પણ બંધાય છે તેથી ઝાડાની કબજીઆત, સોજો, ગ્રથીવાળા, તથા વાયુ ઉપર આ બંધારણુ લાગુ પડે છે. કા-નમા ચસકા આવતા હોય તો તેના પાનનો રસ કાનમા નંખાય છે.

**આર્દ્રક**—(ગુ) આદુ, તેનાથી શુળ, ગુલ્મ, મંદાગ્નિ, પેટના વાયુ તથા ચુંક મટે છે. સુકા આદુને સુંઠ કહે છે.

**ચિંચા**—[ ગુ ] આબલી, તેના શરબતથી પીત, કબજીઆત તૃષા, તથા ઉલટી મટે છે, આબલીના પાન આખના તથા બીજા સોજા ઉપર વપરાય છે.

**ધાત્રી**—(ગુ) આમળા (ઇં) એક્ષ્મીક માઇ રોબેલન. તેના ફળ ફવામા વપરાય છે. તેનાથી પ્રમેહ, જવર, ઉલટી તરસ, રકત વિકાર, પિત્ત વિકાર અજીર્ણ અને અરૂચી ઉપર ફાયદો કરે છે.

**અમ્રહરીદા**—( ગુ ) આંબાહળદર ( ઇ ) મા ગોલ્ડ જર-તે મુઢમાર તથા જખમ ઉપર સાજીખાર સાથે લગાડાય છે.

**આમ્ર**—(ગુ) આંબો (ઇં) મેંગોટ્રી ઓશડમા તેની ગોટલી કામ લાગે છે તેથી ઝાડો, મરેડો, રકતશ્રાવ, અતિ સાર બધ થાય છે. પાદડાની રખ્યા ચાદા અને ખરજવા રૂઝવવા કામ લાગે છે.

**ચર્મરંગા**—(ગુ) આવળ, તેના પાન શેક તથા બધારણ કરવામા કામ આવે છે આવળના પાન બાફીને આખ દુખતી હોય તે પર દુધમા બફીને બધાય છે.

**અશ્વગધા**—(ગુ) આસોદ આસન અને આખસંધ કહે છે. તેના મુળ વપરાય છે તે વાયુ, ક્ષય, દમ, ખાસી, સંધિવા ઉપર કવાથમા અ ાય છે. તેનું ધી સંધિવા મટાડે છે.

**અસ્મતંક**—(ગુ) આસોદરો કે ઓસોત્તર કહે છે. તેના મૂળ ગોખરૂ સાથે કવાથમા પીવાથી પથરી મટે છે.

**કલીંગ**—(ગુ) ઇદ્રજવ તેનાથી તાવ,હરસ,શુળ, અતિસાર,કરમ, રકતાતિસાર, ચુંક, ઉલટી, અરૂચી, અજીર્ણ વિગેરે ઉપર અપાય છે.

**ઇંદ્ર વારૂણી**—(ગુ) ઇદ્રવરણું, તેના ફળ તથા મુળ વપરાય છે. તેનાથી કબજીઅત, કમળો, જલંદર અને ચુંક મટે છે.

**ઉત્કંટારા**—(ગુ) ઉત્કટો, તેથી તાવ, પથરી, તથા મુત્રકચ્છ મટે છે તેનાં મૂળ કવાથમા વપરાય છે.

**ઉનાબસ**—(ગુ) નાના પરદેશી બોર થાય છે તેથી તાવ શ્લેષ્મ ત્વચા રોગ, કજીઆત તથા ખાસી મટે છે.

**સારીવા**—( ગુ ) ઉપલ સરી, તે કાળી અને ધોળી એમ બે જાતની વેલ હોય છે તેને આકોલીઆ જેવી શીંગ થાય છે તેમા થાયછે.

તે અંગ્રેજી સારસા પારીલા જેવી થાય છે તે લોહીને શુદ્ધ કરે છે. ત્વચા રોગ, સંધિવા, ખાંસી નબળાઇ, ઉપદંશ અને મૂત્ર વ્યાધિ માટે અપાય છે. દવામા મુળીઆ વપરાય છે, તે શિત, શોધક અને પૌષ્ટિક છે.

તેના મળ ૨ા ઔંસ ચોખ્ખું ખળખળતું ઉનુ પાણી ૧ાા પઇંટ એક કલાકમાં પલાળી દશ મીનીટ સુધી ઢાંકેલા વાસણમા ઉકાળી ગાળી લેવું.

**કુષ્ઠ**—(ગુ) ઉપલેટ. તેના મુળીયા દવામાં વપરાય છે તે અજીર્ણ અને ત્વકદોષ માટે અપાય છે. માથુ દુખતુ હોય તો તેનું મુળીયું ઘસીને ચોપડાય છે બનાત અને રેસમી કપડામાં તેનો ભુકો નાખવાથી ઉધેઇ આવતી નથી. તે ધુપેલમા આવે છે.

**ઉદુંબર** ( ગુ ) ઉમરો-ઉંબર. તેની દવામાં છાલ તથા છીર વપરાય છે, તેનાથી પ્રદર, રકતશ્રાવ, તથા ત્વચા રોગ માટે છે તેનું છીર સંધિવા તથા શુળ ઉપર ચોપડાય છે.

**કોકિલાક્ષ**—( ગુ ) એખરો. જેને વિખરા તથા તાલીમ ખાના કહે છે. તેના બી. મળ. પાન તેમજ ભસ્મ દવામા વપરાય છે તેના બીજ પૌષ્ટીક છે. તે ધાતુક્ષય માટે વપરાય છે. સાકર સાથે ખવાય છે.

**એરંડ**—(ગુ) એરંડો કે દીવેલો કહેવાય છે તેનાં મળ, પાન, તેલ અને બી દવામા વપરાય છે. તેનું દીવેલ જુલાબમા વપરાય છે. તેના પાન, માથુ દુખતું હોય કે મસ્તક ગરમ રહેતુ હોય અથવા તળાવમાં અગ્નિ જણાતી હોય તો તાજું ધી લગાવી તેનાં પાન

માથે મુકવાથી આરામ થાય છે. ગુમડાપર દીવેલી (તેના બી) ની પોટીસ વપરાય છે તેનાં મૂળ કવાથમા રેચક તરીકે વપરાય છે.

**વેલા**-( ગુ ) ઇલાયચી એલચી એ મુખવાસમા વપરાય છે તે ઉત્તેજક અને વાતહર છે.

**એલય**—(ગુ)એળીયો,કુવારનો સુકાઇ ગએલો રસ તે એળીઓ. ગર્ભવાળી સ્ત્રીને એળીઓ આપવો નહિ તે ઝાડાની કબજીઆત માટે વપરાય છે, નબળાઇ તથા હીસ્ટીરીઆવાળી ઓરતને લોહી તથા હીંગ સાથે અપાય છે બચ્ચાના બધકોશ માટે એળીઓ પેટપર લગાડવો.

**ઇસબગોલ**—( ગુ ) ઓથમી જીરુ તથા ઉંટીયું જીરૂ કહે છે, તેના બી દવામા વપરાય છે મરડો સગ્રહણી તથા ઝાડા ઉપર ઓથમીજીરૂં, દહી તથા સાકર સાથે આપવાથી મટે છે. તેમ ઉનવા, પ્રદર, બહુ આર્તવ અને ધાતુક્ષય ઉપર પણ આ દવા સારી અસર કરે છે.

**અનકોટા**—( ગુ ) અંકોલ; આ વૃક્ષની છાલ,બી તથા પાન દવામા વપરાયછે. ત્વકદોષ, સાંધિવા અને ઉંદરના ઝેર ઉપર અપાયછે.

**અબર**—( ગુ ) એક જાતની માછલીની સુકઇ ગએલી અધાર તે કસ્તુરીને પેઠે નબળાઇ. નામર્દાઇ, આચકી. અપસ્માર. મુર્છા અને ક્ષય માટે વપરાય છે.

**કચ્ચુર**—( ગુ ) કચુરો કે કચોરા કહે છે, તેના મૂળ દવામા વપરાય છે. તે ત્વચા તથા જ્વરાદિ કવાથમા વપરાય છે.

**કડવી ઘીસોટી**—( ગુ ) કડવા તુરીયા. તે કમળો થયો હોય ત્યારે તેના રસના ટીપા નખાય છે.

**કડવી તુંબી**—(ગુ) કડવી તુંબડી, એના બી તથા ગર દવામા વપરાય છે. ગર રેચક તથા ઉલટી કરાવનાર અને બી ઠંડા છે.

**કડવી નઈ**-( ગુ ) કડવી દુધી તેના મૂળ દવામા વપરાય છે,

તે પીવાથી જીર્ણજ્વર મટે છે હાથ પગના દાહમા તથા ક્ષીણતાથી ઉત્પન્ન થયેલા સોજા ઉપર ચોપડાય છે.

કડાયો—( ગુ ) કડાયો ગુંદર, તે પૌષ્ટિક તરીકે વપરાય છે.

**તીકતા**—( ગુ ) કડુ. તેના મળ દવામા વપરાય છે. તેનાથી તાવ, ટાઢીઓ તાવ, મંદાગ્નિ. વાયુ, અરૂચી. કરમ. મળાવરોધ, અને માથાના ચસકા મટે છે. તેના ગુણ કરીઆતાના જેવા છે.

**કંપિલ્લા**—( ગુ ) કપિલો કે કમીલા કે કમાલા કહેવાય છે. તે પેટના કરમ ઉપર વપરાય છે તે આપ્યાથી પેટના કરમ મરી જાય છે, પછી તેને બહાર કાઢવા જુલાબ આપવો જેથી મરેલા કરમ બહાર નીકળી પડશે.

**કુટજ**—( ગુ ) કડો. તેની છાલને કડાછાલ કહે છે તે દવામાં વપરાય છે. તેથી તાવ. હગસ. અતિસાર. મરડા, કરમ, જુની ખાંસી ત્વચા રોગ અને શીળસ ઉપર કવાથમા આપવાથી ફાયદા થાય છે. તેના ઝાડને ઇન્દ્રજવનું વૃક્ષ કહે છે. તેના બીજને ઇન્દ્રજવ કહે છે.

**કર્પુર**—( ગુ ) કપુર. તેને બરાસ કપુર પણ કહે છે. તેની સાથે લીલી ધરો, ચણકબાબ, એલચી. કપુરકાચલી અને મોથ નાખી તેના ફુલ પાડે છે તેને ભીમસેની કપુર કહે છે તે આખમા આજવાથી આખ ટાઢી શીતળ લાગે છે ત્વચા રોગમા ચળ મટાડે છે. કપુર જંતુનાશક તરીકે વપરાય છે.

**ગંધમુરીકા**—( ગુ ) કર્પુરકાચલી કે કઠપણ કહે છે. તે માથા તથા શરીર ઉપર લગાવવામા આવે છે તે અબીલ બનાવવામાં વપરાય છે. તે ટોપરૂ તથા આમળા સાથે વાટીને માથે ચોપડવાથી વાળ વધે છે. ત્વચા રોગ તથા રકતવિકાર મટે છે.

**પદ્મ**—( ગુ ) કમળ તેના બીને કમળ કાકડી, તેના ફુલનું

હારબત, ખાસી અને રક્તસ્ત્રાવ ઉપર અપાય છે તેના પાન તથા ડાખળા વાટીને બળતરા ઉપર વપરાય છે.

**કમળાથી**—[ ગુ ] કમળકાકડી તે ધાતુક્ષય, અરૂચી તથા ઉલટી ઉપર મેવા તથા પાક તરીકે વપરાય છે.

**ભુનીભ**—( ગુ ) કરીઆતું. જેને ચીરાયેતા પણ કહે છે. તેનાથી સર્વ પ્રકારના ટાઢીઆ તાવ તથા જીર્ણજ્વર, મંદાગ્નિ, અજીર્ણ, નબળાઈ. ત્વચારોગ મટે છે.

**કરંજ**—( ગુ ) કરંજ. તેના બીયાનું તેલ નીકળે છે. તેથી વાયુ, ખસ, ઉદરી વિગેરે ત્વચા રોગ ઉપર લગાડાય છે તેની છાલ ઉકાળામા નાખવાથી વાયુના દરદ મટે છે.

**લઘુપાઠા**—( ગુ ) કાળીપાટ કે કરંડીયુ કહે છે. તેના વેલા ચોમાસામા થાય છે. તેને તાવ, અજીર્ણ, ત્વકદોષ અને પેશાબની આગ ઉપર અપાય છે. સોજા પણ મટે છે.

**વંગ**—( ગુ ) જેને કલાઇ અથવા રાગા કહે છે. તેની ભસ્મ થાય છે ( જુઓ ભાગ ૨ જો ) તે ભસ્મથી પેશાબના દરદ ક્ષય, ખાંસી, જુનો પ્રમેહ; મધુપ્રમેહ તથા મુત્રકૃચ્છ મટે છે.

**મર્કટી**—( ગુ ) કૌવચ જેની શીંગમાથી આબલી જેવા બી નીકળે છે તેને કૌચો કહે છે કૌવચના બી ( કૌવચો ) ધાતુપુષ્ટી માટે વપરાય છે. કવચા તથા ગોખરૂ સરખા ભાગે સાકર તથા દુધની સાથે લેવાથી વીર્યની વૃદ્ધિ થાય છે

**ભેરવસીંગ**ના કાટા—આ કાટા વાટીને દુધ દહી તથા ગોળમા બચ્ચાને આપવાથી પેટમાંના કરમ નાશ કરે છે. અને પછી જુલાબ આપવાથી તે કરમ બહાર નીકળે છે. નાના છોકરાને એક શીંગના કાંટા પુષ્કળ છે.

**મૃગમદ**—( ગુ ) કસ્તુરી તેથી કફ, વાત શીત, શ્વાસ મોટી ઉધરસ, હીસ્ટીરીઆ અને આચકી મટે છે.

**માંજાર કસ્તુરી**—(ગુ) જબાદ કસ્તુરી કહે છે, તે કસ્તુરીની જગ્યાએ વપરાય છે. તેના ગુણ કસ્તુરીને મળતા છે

**કર્કટીકા**-કાકડીના ( ચીભડા ) બીજ તેથી તાવ વરમ, અને મુત્રકચ્છ મટે છે. કાકડી, ચીભડા, તડબુચ, કોળા અને દુધીના બી દવામા વપરાય છે પેશાબ બધ થયો હોય કે બળતરા થતી હોય તો તે પણ અપાય છે.

**કર્કશ્રંગી**—(ગુ) કાકડાશીંગી તેનાથી તાવ તથા ઉધરસ મટેછે.

**કાકચુલસ**—(ગુ) કાકમારી—તેના બી વપરાય છે તે ત્વચા રોગ ઉપર વપરાય છે તે ખાવાથી ઢોર તથા માછલા મરી જાય છે.

**સાગરગોટો**-( ગુ ) કાકચીયા-દવામા તેના પાન તથા બી વપરાય છે તેનાથી ટાઢીઓ તાવ, કરમ, પેટના વાયુ, ચુંક અને ઉલટી મટે છે.

**કુરંટક**—( ગુ ) કાટાશેળીઓ, દવામા તેના પાન તથા છાલ વપરાય છે. તે શ્વાસ ઉધરસ તથા ચામડીના દરદો મટાડે છે.

**ખદીર**-( ગુ ) કાથો. ખેરના ઝાડની છાલને કચરી રસ કાઢી તે રસને પકવવાથી કાથો બને છે. તેથી ઝાડો બંધ થાય છે, મોઢુ આવ્યુ હોય, ચાદા અને ફોલ્લા થયા હોય, ત્વચા પર ચાદા થયા હોય તો તે ઉપર કાથાની ભુકી દબાવવાથી રૂઝ આવે છે તે ઉપર કાથનું પાણી ધોવામા કામ આવે છે

**કટફળ**—( ગુ ) કાયફળ, ઉધરસ, દમ, પેટના વાયુ તથા ઉલટી ઉપર કામ લાગે છે શરીરે શરદી થઈ હોય તો તે ચોપડવાથી મટે છે. અને સુધવાથી છીંકો આવે છે.

**વનજીરક**—( ગુ ) કાળી જીરી કે કડવી જીરી કહેવાય છે.

ને તાવ, સુંક, કરમ, અરૂચી, ત્વચારોગ, ગુલ્મરોગ,કૃમી. મટાડી જંતુ નાશ કરે છે. કપડામા નાંખવાથી ઉધેઇ કે વાતરી કપડા બગાડતી નથી.

**કાળીપાટ** –જેને કરેઠીયું કહે છે.

**ગંધારિ**—(ગુ) જેને કીડામારી કહે છે. તે તાવ, ગુલ્મ, વાયુ, સુંક કરમ તથા અરૂચી ઉપર કલ્ક કે કાઢામા આપવામાં આવે છે. પાદડાનો રસ લગાડવાથી જ ખમમા પડેલા જીવ નાશ પામે છે.

**કુલીંજન**--(ગુ) કોલીંજન કે કણુજર કહે છે તે સુંઠને ઠેકાણે વપરાય છે

**ચક્રમર્દન**—(ગુ) કુંવાડીઓ. તેના બી વાટીને દાદર, કોઢ તથા કરોળીઆ તથા બીજા ત્વચાના રોગ ઉપર ચોપડવાથી મટી જાયછે.

**કુમારી**—(ગુ) કુંવાર. જેને પાઠુ પણ કહેછે. તે ત્વચ, સુંક, યકૃત, તથા પ્લીહાના વ્યાધિ, નષ્ટાર્તવ, પાડુ, દમ શ્વાસ, અર્શ અને ઉદર તથા ત્વચા રોગ મટાડે છે પેટની ગાંઠ ઉપર કુંવાર ખવરાવ્યાથી મટે છે.

**વૃક્ષામ્લ**--(ગુ) કોકમ. તે મશાલામા વપરાય છે. તેના બી ખાંડીને ઉકળતા પાણીમા નાંખવાથી તેનું તેલ ઉપર આવે છે. જે મલમને ઠેકાણે વપરાય છે અને હોઠ, હાથ અને પગપર ચીરા પડયા હોય તો ઉપર લગાડવાથી મટી જાય છે તેનાં બી પીલવાથી પણ તેલ નીકળે છે.

**કપિત્થ**—(ગુ) કોઠી. તેના ફળને કોઠા કહે છે. તે ઝાડા તથા મરડા ઉપર ગુણ કરેછે. દવામા તેનાં પાન,ફળ અને ગુંદર વપરાયછે.

**શ્વેત કુષ્માંડ**--(ગુ) ભરૂ કોળું જેનો પાક ધાતુ ક્ષય, જીર્ણ-જ્વર, નષ્ટાર્તવ, અશકિત અને ક્ષય ઉપર વપરાય છે.

**કાંચનાર**--(ગુ) જેને કંચન વૃક્ષ કહે છે. તેની છાલ દવામાં વપરાય છે તેથી ગડમાળ, ત્વચા રોગ અને નગળાઇ મટે છે.

**પર્પટ**--(ગુ) જેને ખડસલીઓ અથવા પીતપાપડો કહે છે. જે જીર્ણ જ્વર, પાંડુ, ઉપદંશ, મંદાગ્નિ, ત્વચા રોગ અને પિત્ત વિકાર ઉપર ઉકાળામા વપરાય છે.

**અતિબલા**--(ગુ) ખપાટ કે કાસુલી કહેવાય છે. તે વાનો નાશ કરે છે.

**ખસખસ**--(ગુ) ખસખસ સાધારણ તેજાનામાં વપરાય છે તે પૌષ્ટિક છે.

**પાલાશ**--(ગુ) ખાખરો. તેના ફળને પિત્ત પાપડા કહે છે તેને ગુંદર ઉલટી, ઝાડો તથા અતિસાર અને લોહી બંધ કરે છે.

ખાખરાના ફળને કેસુડાં કહે છે. ઉતવા કે મત્ર ગાઠથી પેશાબ બંધ થયો હોય તો તેને બાફી પેટપર બાંધવાથી પેશાબ છુટે છે.

પીતપાપડાની છાલ ઉતારી અંદરના ભાગનુ ચુર્ણ કરવું તે આ-પવાથી કરમ મરી જાયછે. પછી જુલાબ આપવાથી કરમ બહાર પડેછે.

**ખરપગ**--(ગુ) ખાપરીયું કે ફલ ખાપરી કહે છે. જસતની ભસ્મ (ભાગ ૨ જુઓ.)

**ખદીર**--(ગુ) ખેર. તેની છાલ ત્વચારોગ, પ્રમેહ અને ઉન્માદ ઉપર ક્વાથ (ઉકાળો)મા અપાયછે. કાથો અને ખેરસાર તેમાથી નીકળે છે.

**ખદીરસાર**--(ગુ) ખેરસાર તેના ગુણ કાથાને મળતા છે તે ખાસી, કફ, ઝાડા અને મોના ચાંદા ઉપર અપાય છે.

**ગજપીપ્પલી**--(ગુ) ગજપીંપર કે ગજ પીપળી કહે છે. તે લીંડીપીપરથી જુદી હોયછે, તેનાથી તાવ,ઉલટી. તથા ઉધરસ મટે છે.

**ગીરિકર્ણીકા**--(ગુ) ગોકર્ણી--ગરણી દવામા તેના બી તથા મૂળ વપરાય છે તે જુલાબ આપવામા કામ આવે છે.

**ગરજનનું તેલ**--આસામમાં થાય છે. તે પ્રમેહ અને પ્રદરને મટાડે છે કોઢ અને પત્ત ઉપર બહુ વપરાય છે ને સારો ફાયદો કરે

છે તે તેલ આ રોગમાં પીવાથી તથા ચોપડવાથી ફાયદો થાય છે. તેમા ચુનનું પાણી મેળવવું

**રાજતરૂ**—(ગુ) ગરમાળો તેની શીગ થાય છે તેમા ગર હોય છે તેને ગરમાળાનો ગોળ કહે છે તેથી મળાવરોધ, ગુલ્મ. ત્વચા રોગ, પ્લીહા. યકૃત તથા ઉદર રોગ મટે છે તેથી જુલાબ થાય છે.

**નીલી**—(ગુ) ગળી, ગળીનો રંગ ગુમડા પર લગાડવાથી ફાયદો થાય છે. ધોળા કેશ કાળા કરવા માટે પ્રથમ મેંદીના પાન લગાડવાં કે કેશ કાળા થશે પછી ગળીના પાન વાટીને ચોપડવા એટલે વાળ કાળા થશે

**ગુડુચી**—(ગુ) ગળો. દવામા ગળોનું લાકડુ વપરાય છે લીંબડા ઉપરની ગળો દવામા વધારે ફાયદો કરે છે તાઢીઓ તાવ. પિત્ત જ્વર. જીર્ણજ્વર.ઉપદંશ, હરસ, ત્વચારોગ,કોઢ, નબળાઇ. ખાસી, દમ, પ્રમેહ, ધાતુ ક્ષય, પ્રદર, રકતશ્રાવ, સંધિવાયુ અને મંદાગ્નિ મટાડે છે તેને સંસ્કૃતમા અમૃતવલ્લી કહે છે જેમ ગળો જાડી તેમ સારી તેનો રસ, પાણી તથા દુધ સાથે પીવાય છે.

તેના થડ તથા મૂળ ઉનાળામા એકઠા કરી રાખ્યા હોય તો વધારે કસવાળા હોય છે.

**ગજ**-(ગુ) ગાજર. એ એક જાતના છોડના મૂળ થાય છે, તેની પોટીશ ગુમડાં, ચાઠા, તથા સડેલા જખમ ઉપર વપરાય છે. તેનાં બી ગર્ભપાત માટે વપરાય છે.

**વિજયા**—(ગુ) ગાંજો. સાધારણ નીસામા વપરાય છે. ધનુર્વા ચસકા. સંધિવા, દમ, ખાંસી, ઝાડા, ક્રોલેરા,ગર્ભાશયનો રકતશ્રાવ,જ્વર તથા દાત વિગેરે દરદમા અફીણની જગ્યાએ ગાંજો તથા ભાંગ અપાયછે.

**ગુગુલ**—(ગુ) ગુગળ, તે સંધિવા. શળ, ચસકા, કટી શૂળ, મંદાગ્નિ, ગૃધ્રસીવાયુ, વાતરકત. પ્રમેહ. શુક્ર દોષ, આર્તવ. જીર્ણ જ્વર, ત્વચારોગ અને મૂત્ર રોગ ઉપર ગુણ કરે છે. વાયુ. શળ કરનાર

અને લચક ઉપર ગુગળનો લેપ થાય છે.

**બુબુલ**—(ગુ) ગુંદ-ગુંદર, ઝાડમાંથી નીકળે છે. બાવળનો ગુંદર પૌષ્ટિક છે.

**કુબજક**—(ગુ) ગુલાબનાં ફુલ. આ ફુલ જુલાબમાં કામ આવે છે. ગુલાબજળ આંખ તથા માથાના વ્યાધિ મટાડે છે.

**ગોક્ષુર**—(ગુ) ગોખરૂં. તે ધાતુક્ષય, અશકિત મૂત્ર રોગ, પથરી. પરમીઓ ઉનવા તાવ અને અરૂચી ઉપર ગુણ કરે છે.

**ગોરોચના**-(ગુ) ગોરોચન કે ગોરૂચંદન કહેછે. તે ઘસીને બાળકોને ઉદરસ અને આચકીપર અપાય છે.

**ગોમૂત્ર**—(ગુ) ગાયનું મૂત્ર બીજી દવા સાથે કમળો, જલંદર, યકૃતોદર, પ્લીહોદર, અને મળાવરોધ ઉપર અપાય છે. અને ત્વચા રોગ ઉપર ચોપડાય છે.

**ગંધક**—(ગુ) ગંધક. લકડીઓ ગંધક, લાકડાના આકારનો હોય છે અને આમળસારો ગંધક ચોખ્ખો હોય છે. ગધકને શુદ્ધ કરી બીજી દવા સાથે સાંધવા તથા ત્વચા રોગ ઉપર અપાય છે.

**કંકોલ**—(ગુ) ચણકબાબ કે ચીનીકબાલા કહે છે. તે પ્રમેહ તથા પેશાબના બીજા દરદમાં ફાયદો કરે છે.

**ચનકાસ્મ**—(ગુ) ચણાનો ખાર. તે બરોળની ગાંઠ, અજીર્ણ અને પેટનું શુળ તથા ચુંક મટાડે છે.

**ગુંજા**—(ગુ) ચણોઠી. સંફદ ચણોખડી પૌષ્ટિક છે. તેનાં મૂળીઆ તથા પાન ખાસી અને તણખીઆમા અપાય છે, મોંમાં પાન રાખવાથી આવેલું મોઢું મટે છે, ચણોઠી વાટીને વા, ત્વચા રોગ તથા માથાના તાલ ઉપર ચોપડાય છે. ચણોઠી ઝેર છે પણ બહુ ઝેરી નથી, રાતી ચણોઠી ખાવાથી ઉલટી થાય છે.

**ચવ્ય**—( ગુ ) ચવક. તે ઉકાળામા તાવ. વાયુ, મંદાગ્નિ, અરૂચી પેટના દરદ, ચુંક અને કમળા રેગ ઉપર અપાય છે.

**ચાલ મોગરાનું તેલ**—( ગુ ) ચાર મોગરાના બી તથા તેલ, ત્વચારોગ, સંધિવા તથા કોઢ અને પતના રોગ ઉપર વપરાય છે.

**ચિત્રક**—( ગુ ) ચિતરો. તેનાં મુળ દવામાં વપરાય છે. તે તાવ, મંદાગ્નિ, અજીર્ણ. ઉદરરોગ, અન હરસ ઉપર ગુણ કરે છે. તે વા ઉપર લગાડાય છે. મળ પીવાથી ગર્ભ પડે છે.

કુંવાલીકા-( ગુ ) ચીમેડ. ચીમેડનો ગુણ પૌષ્ટીક છે. સ્ત્રીઓના પ્રદર, આનર્વ દોષ અને વયુને માટે પાક બનાવીને ખાય છે.

ચીમેડનાં કાળાં બી નીકળે છે તેને ફોલી પીળી મીજ કાઢી બારીક વાટી આખમા આજવાથી આખ મટે છે. તેમાં જરા મીઠું કે છાશ મેળવે છે.

સુધા—(ગુ) ચુનો. પેટ, છાતી. મસ્તકનુ શુળ તથા સંધિવા ઉપર મધની સાથે ચુનાનો લેપ થાય છે. વાળ કાઢી નાખવા માટે હરતાળ સાથે ચુનો વપરાય છે. મસા બાળવામા ચુનો વપરાય છે.

શંખ, કોડી અને શંખલા જો દરેકને લીંબુના રસમા પલાળી કુહાડીમાં મકી પુટ દીધાથી તેની ભષ્મ બનાવે છે તે ભસ્મ અજીર્ણ બરોળ અને બીજા દરદ ઉપર અપાય છે.

દ્વિપાતરત્વચા—( ગુ ) ચોપચીની. તે કવાથ તથા પાકમાં નંખાય છે, સંધિવા, ગરમી તથા ઉપદંશના રોગને ફાયદો કરે છે.

**ચંદન**-( ગુ ) સુખડ. તે ખીલ, ગુમડા, મસ્તક શુળ તથા સોજા ઉપર ઘસીને ચોપડવાથી ફાયદો થાય છે.

**ચંદનનું તેલ**—( ગુ ) સુખડનું તેલ, તે ખસ તથા ત્વચા રોગ ઉપર ગુણ કરે છે.

**જયપાલ**—( ગુ ) જમાલ ગોટા કે નેપાલો કહે છે, [નેપાળાની હકીકત આગળ આવશે ]

**યવ**-( ગુ ) જવ. જવના ઉકાળાનું પાણી પીવાથી ઉનવા તથા તણખીઆની બળતરા મટી જાય છે. જવનું પાણી ઉલટી મટાડે છે.

**યવખાર**-(ગુ) જવખાર. કફ, ખાંસી, શુળ, ગુલ્મ, ઉદરરોગ, અરૂચી, અજીર્ણ, બરોળ તથા મુત્રરોગ મટે છે, પાનના બીડામાં ખાવાથી ખાસી મટે છે

**યવાસા**-[ ગુ ] જવાસો. તેનો ગુણ ધમાસાને મળતો છે.

**જાંબુ**-( ગુ ) જાંબુ. બીજી દવાની સાથે ઝાડા તથા સંગ્રહણી મટાડે છે, વીંછીના દંશ ઉપર તેના પાનની પોટીશ મારવાથી મટે છે, જાબુ ખાવાથી પથરી મટે છે. તેના બી મધુપ્રમેહ ઉપર ગુણ કરે છે.

**જાતિફળ**—( ગુ ) જાયફળ તે ઝાડાને કબજ કરે છે ધાતુ પૌષ્ટિક તરીકે પાકમા વપરાય છે

**જાતિપત્રિ**-( ગુ ) જાવત્રિ. અજીર્ણ, આફરો, ચુક, તથા ઉલટી ઉપર ગુણ કરે છે.

**જીરકં**-( ગુ ) જીરૂ. અજીર્ણ, પિત્તવિકાર, તથા અરૂચી ઉપર બીજી દવાઓની સાથે ચુર્ણમા અપાય છે.

**યષ્ઠીમધુ**-( ગુ ) જેઠીમધ તેથી તાવ, પિત્તવિકાર, દાહ, ઉનવા, તણખીઓ, પ્રમેહ, ખાસી, દમ વિગેરે મટે છે. મોઢામા રાખવાથી ઉધ્રસ મટે છે.

**ભૂમિકંદ**-( ગુ ) જંગલી પ્યાજ, જંગલી કાદા (ડુંગળી) તે જલંદર, શ્વાસ તથા મુત્રરોગ મટાડે છે.

**બલા**-(ગુ ) ઝીપટો ઝીપટાના મુળીઆં પૌષ્ટિક છે. તે પાકમાં વપરાય છે.

**વિષતિંદુક**-( ગુ ) ઝેર કચોલાં તે વિષ છે. તેને ઘસીને

બીલ. સોજા, તથા ગુમડા ઉપર ચોપડાય છે. ઘીમા તળીને ખાવાથી ચુંક, પેટનો દુખાવો કરમ, ઝાડો, અજીર્ણ નબળાઇ, લકવો; વિર્યશ્રાવ. અને ઉલટીપર ગુણ કરે છે.

ટંકણા—( ગુ ) ટંકણખાર. દમ. ખાંસી. સંગ્રહણી અજીર્ણ મૂત્રરોગ અને આર્તવદોષ. તેનાથી મટે છે ત્વચારોગમા લગાડાય છે. પાણી મેળવી કોગળા કરવાથી મુખપાક મટે છે.

નાડી હીંગુ-( ગુ ) દીકામાલી, ચુંક, ઉલટી તથા કરમ ઉપર બાળકોએ પીવાથી ગુણ થાય છે. અને [illegible] ઉપર ચોપડાય છે.

સુકદક-( ગુ ) પ્યાજ. કાંદા અથવા ડુંગળી કહે છે. તેની પોટીસ મારવાથી ગુમડા પાકે છે. વિંછીના ડંખ ઉપર ગુણ કરે છે ડુંગળી વાટીને બેશુદ્ધ માણસને સુંઘાડયાથી સાવચેત થાય છે.

તેનો રસ કોલેરા. ધનુર્વા. આચકી તથા શુળ ઉપર પીવાથી તેમ ચોપડવાથી મટે છે.

વરવર-( ગુ ) તકમરીઆં. તેથી પ્રમેહ, વિર્યશ્રાવ, મરડો, પ્રદર અને પેશાબની બળતરા ઉપર તેનો પાણીવાળો લુઆબ સાકર સાથે પીવાથી ગુણ થાય છે.

ત્વક-( ગુ ) તજ. તે પેટનો વાયુ. ચુક, ઉલટી. મોળ અને રકતશ્રાવ ઉપર ગુણ કરે છે. માથુ અથવા દાંત દુખતા હોય તો તજનું તેલ લગાડવાથી ફાયદો થાય છે.

તબાકુ-( ગુ ) તમાકું, વૃષણ વૃદ્ધિ તથા તે દુખાવા ઉપર તમાકુના પાન અને સેક્ષારસ બાધવાથી ફાયદો થાય છે. જખમના જીવડા તમાકુ દાબવાથી મરી જાય છે.

તમાલપત્ર-( ગુ ) તેજપાન અથવા તમાલપત્ર. તજના ઝાડનાં પાદડાંને તમાલપત્ર કહે છે. તેના ગુણ તજને મળતા છે.

**તાલીસપત્ર**-( ગુ ) તાલીસ પત્ર તે ખાસી કફ તથા ત્વચા રોગની દવાઓ સાથે વપરાય છે.

**તદુલીય**-[ ગુ ] તાંદળજો. તે વાટીને ઝામરા ઉપર ચોપડવાથી મટે છે. ગાઠ તથા ખરોળ ઉપર તેનો રસ પીવાયછે. ઝેર ઉપર પીવાથી ફાયદો થાય છે.

**વૃદા**-( ગુ ) તુલસી દવામાં તેનાં પાન તથા બી વપરાય છે, તેનો રસ ધંતુરાના રસની સાથે સુઘવાથી આદાશીશી મટે છે. મરીની સાથે પીવાથી તાવ મટે છે. પ્રમેહ, તથા વિર્યશ્રાવ પણ મટે છે. તેના અનુપાનથી આચકી, શુળ અને અજીર્ણ મટે છે

**તેજોવતી**-( ગુ ) તેજબળ, તે પાક તથા ચુર્ણમાં વપરાય છે.

**ત્રાયતિ**-( ગુ ) ત્રાયમાણુ, એક જાતનું ધાસ થાય છે. તેથી પિત્તરોગ ઉનટી, ગુલ્મ, કફ. તાવ, તૃષા અને શુળ મટે છે.

ત્રિકટુ-(ગુ) સુંઠ, મરી અને પીપરના સરખા ભાગના ચુર્ણને ત્રિકટુ કહે છે તે અજીર્ણ. ચુંક, મંદાગ્નિ, અરૂચી અને આફરા ઉપર ગુણ કરે છે.

**બ્રહ્મદડી**-( ગુ ) તલકંટો વા તથા સોજાને મટાડે છે.

ત્રિફળા-(ગુ ) હરડાં, બહેડાં, અને આંમળા મિશ્ર કર્યાં હોય તેને ત્રિફળા કહે છે, તેથી પિતજ્વર, પ્રમેહ, પાડુ, કમળો, મળાવરોધ ત્વચારોગ વિસ્ફોટક તથા ઉપદંશ ઉપર ગુણ કરે છે. તેની રાખ, ચાદા ચુખસ અને ત્રિજાતકાદિ ગોળી ખરજવા મટાડે છે. તજ, તમાલપત્ર અને મરી આ ત્રણના મિશ્ર ચુર્ણને ત્રિજાત કહે છે.

તજ. તમાલપત્ર અને એલચી અર્ધા તોલો. પીપર બે તોલા તથા સાકર, દ્રાક્ષ, જેઠીમધ અને ખજુર ચાર ચાર તોલા લઇ સર્વ ચીજોને ઝીણી વાટી ચુર્ણ કરી મધ સાથે નાના બોળ જેવડી

ગોળી બનાવવી તે ગોળી મોમા રાખવાથી ઉધરસ મટે છે.

**સ્નુહી**—( ગુ ) થોર. થોરનું દુધ ઝેરી છે. થોરના ડીંડવાને બાફી રસ કાઢી બચ્ચાની સસણી. ઉધરસ તથા દમ ઉપર ગોળમા આપવાથી ગુણ થાય છે તેનાથી ઉલટી અને ઝાડો થાય છે.

**દશમૂલ**—(ગુ) દશમૂળ શાલીંપર્ણી. પુષ્ટિ પરણી (પીલુડી) સુદ્ધા (ભોયરીંગણી) બેઠી ભોયરીગણી ગોખરૂ. બીલી અરડુસો શવન. પાડલ અને અરણીના મૂળને દશમળ કહે છે. વાત પિત અને કફ ઉપર ગુણ કરે છે

**દાડીમ**--(ગુ) દાડમ (હી ) અનાર (મ) ડાલીમ તેનો રસ અને છાલ તથા મૂળ દવામા વપરાય છે. ઉધરસ ઉપર તેની છાલ ઉધરસ ઉપર મોમા રાખવાથી ગુણ કરે છે. તે ઝાડાને બંધ કરે છે. દાડમના બી પિત્ત મટાડે છે.

**દંતિમળ**—(ગુ) દંતિમૂળ (મ) દાતી (હી) દંતિ અને નેપાળાના મૂળ કહેવાય છે. (નેપાળો જુઓ)

**દુગ્ધક્ષીરી**—(ગુ) દારૂડી (મ) પીપળા ધોતરા (હીં) સત્યાનાસી ત્વચારોગ ઉપર તેનું તેલ તથા બી વાટી ચોપડાય છે

દારૂહરિદ્રા--(ગુ) દારૂ હળદર પ્રમેહ ત્વચા રોગ, બરોળ, પાંડુ કમળો, તથા રકતપીત ઉપર તે મદ સાથે અપાય છે.

દેવદારૂ--(ગુ) દેવદાર ઘણા પ્રકારના ઉકાળામા તે આવે છે.

**ધતુરા**—( ગુ ) ધંતુરો તે વિષ છે. ઝાડો દમ અને ખાસી ઉપર ધંતુરો ગુણ કરે છે ચળ તથા ખસ ઉપર ધંતુરાનાં પાન તથા બી વાટીને ચોપડવાથી ગુણ થાય છે.

**ધન્વયાસ**—( ગુ ) ધમાસો તે ત્વચા રોગ, તાવ વિસ્ફોટક ખસ, લુખસ, ખાસી. તરસ. ઉલટી તથા વાત રોગ ઉપર ઉકાળામા

ગુણ કરે છે. પાણીમા ધમાસો ઉકાળી તે પાણી વડે સ્નાન કરવાથી ચળ આવતી હોય એવા ત્વચારોગ મટે છે.

**દ્રાક્ષ**—(ગુ) દ્રાક્ષ ધરાખ (હીં કિસમિસ) કહે છે. તૃષા. તાવ, ખાંસી અને મળાવરોધ ઉપર ગુણ કરે છે.

**ધાન્યક**—(ગુ) ધાણા (મ) ધને. (હી) ધનીયા કે ધાણા કહે છે. ધાણા સાકર દ્રાક્ષનુ પાણી તાવ ઉલટી દાહ અને તૃષા મટાડે છે.

**પુષ્પ**—(મ) ધાયટી (હીં) ધાવઈ (ગુ) ધાવડીનાં ફુલ અતિસાર. મરડો, સંગ્રહણી. હરસ અને તાવ ઉપર અપાય છે. તેનો ભૂકો ચાંદા ઉપર ચોપડવાથી રૂઝ આવે છે. મરડા ઉપર તેનો અરધો તોલો દહીંમા અપાય છે.

**નીર્ગુંડી**—(ગુ) નગડ કે નગોડ તેના બીને રેણુક બીજ કહે છે સંધિવા, સોજા, પ્રતિકારોગ આદિત અને આચકી વિગેરે ઉપર ઉકાળામાં આપવાથી ફાયદો થાય છે. તેના પાદડા સેકી વાયુ સોજા અને ગ્રંથી ઉપર બાધવાથી ફાયદો થાય છે

**ત્રિવૃત**—(ગુ) નસોતર (હીં) નિશોત. કાળું નસોતર દવામા વાપરવું નહિ. ધોળુ વાપરવુ તે રેચક છે. નસોતર ચાર દ્રામ અને સુંઠ તથા સંચળ એકેક દ્રામ મિશ્ર કરી ચુર્ણ કરવું તેથી જુલાબ થશે.

**છીકીની**—(ગુ) નાકછીકણી ને સુંઘવાથી છીક આવે છે અને માથું મટે છે.

**નાગકેસર**—તેના બીમાથી તેલ નીકળે છે ને વા ઉપર લગાડાય છે ઉલટી તથા રક્તાતિસાર ઉપર ગુણ કરે છે. નાગકેસરનો ભૂકો ૫ થી ૧૦ ગ્રેન, સાકર અને માખણની સાથે દુઝતા હરસનું લોહી બંધ કરે છે. ધોયેલા ઘી સાથે ચોપડવાથી હાથ પગની બળતરા મટે છે.

**નાગરમોથ**—(ગુ) મોથ જુઓ.

**નાગવલ્લી**—(ગુ) નાગરવેલ કે પાનવેલ કહેવાય છે. તેના પાનનો છોકરાની છાતી ઉપર શેક કરવાથી સસણી માટે ગુણ કરે છ. નાગરવેલના મળને કોષ્ટકાલીંજન કહે છે.

**નારીકેલ**—(મ)નારલ (હીં) ખોપરા કે (ગુ) નારીએળ કહેવાય છે. નારીએળનું તેલ કોડલીવર ઓઇલની જગ્યાએ વપરાય છે તેનું તેલ ચોપડવાથી વાળ વધે છે.

**નિર્મળી**—(મ) કતકબીજ, (હીં-ગુ) નીર્મળી તે મૂત્રરોગ મધુપ્રમેહ અને ખાસી ઉપર ગુણ કરે છે.

**જયપાળ**--(મ) જમાલગોટો, જપાલ, (ગુ) નેપાળો તેના બીયાં દવામા કામ આવે છે.

નેપાળાના બી દુધમા ઉકાળી તેમા નેટલો કાથો મેળવી ગોળી કરવી તેથી જુલાબ થાય છે ત્વચારોગ તથા વા ઉપર તેનું તેલ ગુણ કરે છે તેના મળને દંતિમળ કહે છે ચુર્ણ તથા કવાથમા દંતી મૂળ વપરાય છે. જળોદર, મળાવરોધ તથા બીજાં ઉદરના દરદો મટે છે.

**પરોળ**--(મ) કડુ પડવલ (હી) ચીચીડા. દવામા તેના પાન, મૂળ અને ફળ વપરાય છે. અજીર્ણ, તાવ, વિસ્ફોટક, વાયુ. સંધિવા, અને આમવાત્ત ઉપર તેનો કવાથ ગુણ કરે છે.

પટોળ, જેઠીમદ કડુ, પાષાણભેદ. ગળો અને કરીઆતું અકેક દ્રામ લઇ અચ્છેર પાણીમા ઉકાળી તે ઉકાળો દિવસમા બે વાર આપવાથી ઉપરના રોગ મટે છે.

**પતંગ**--(મ) પતંગળ-(ગુ) પતંગ બચ્ચાને ઝાડા ઉપર ગુણ કરે છે તેનું દંતમંજન બને છે.

**પ્રવાલ**--(ગુ) પરવાળાં તેને ત્રિફળાના પાણીમા ધોઇ ગૌમૂત્રમાં વાટી ગજપુટ દેવાથી તેની ભસ્મ થાય છે. ખાંસી, ક્ષય, દમ, મૂત્રરોગ પ્રમેહ અને નબળાઇ ઉપર ગુણ કરે છે.

**પાષાણુભેદ**—(ગુ) પાષાણભેદ તે પ્રમેહ, ઉનવા, મૂત્રરોગ તથા પથરી ઉપર ગુણ કરે છે.

**પર્પટ ક્ષાર**—(ગુ)પાપડખાર તે છાશમા પીવાથી કમળો મટે છે.

**પારદ**—(ગુ) પારો. પારો તથા ગંધક સમભાગ લઇ બંનેને ખરલ કરવા ને પારો જણાય નહિ ત્યાં સુધી બનેને ખલમા ઘુંટવાથી તેની કજ્જલી બને છે તે ખસ તથા દાદર ઉપર ગુણ કરે છે.

**પલાસબીજ**—(ગુ)પિત્તપાપડો (મ)પળાશપાપડી (તેની હકીકત ખાખરામા આવી ગઇ.)

**પિપ્પલી**—(ગુ)પીંપળ આચકી, તાવ, ધનુર, અજીર્ણ, ઝાડો, મંદાગ્નિ, અરૂચિ. નબળાઇ, હરસ, ખાસી અને દમ ઉપર ગુણ કરેછે. પીપરને ઘુંટવાથી તેનો બહુ ગુણ હોય છે.

નબળાઇ ઉપર દુધમા આખી પીંપળ ઉકાળીને તે દૂધ પીંપર ખાવાથી પાચન થાય છે અને શકિત આવે છે.

મરી અને પીપરનો ભૂકો બેશુદ્ધિને વખતે નાકમા સુંઘાડાય છે.

**પિપ્પલીમુળ**—[ મ ] પીપળીમળ (ગુ) પિપળીમળના ગંઠાડા. પીપળના મૂળને ગંઠાડા કહે છે. તે તાવ અગ્નિમાદ્ય અરૂચી, ઉદરરોગ, સંધિવા, અશકિત. ધાતુક્ષય અને મસ્તકશુળ ઉપર ગુણ કરે છે.

**પીલુડી**—પીલુડીનો રસ સોજા ઉપર ચોપડાય છે.

**વાતકુમ્ભ**—( મ ) પોપયા ( હીં ) એરંડ કાકડી (ગુ) પપૈયો અથવા પોપૈયુ કહે છે. તે બરોળની ગાંઠ ઉપર ખવાય છે

**પાપેન**—(ગુ) પપૈયાનું સત્વ તે અજીર્ણ ઉપર ગુણ કરે છે.

**પંચલવણુ**—(ગુ)મીઠું, કાચમીઠું, સિંધવ, સંચળ અને વડાગરૂં મીઠું તે પાંચને પંચલવણ કહે છે. તે શુળ, ગુલ્મ. ઉદરરોગ અને વાત રોગ ઉપર ગુણ કરે છે.

તે પાચને પંચલવણા કહે છે. તે શળી, ગુલ્મ ઉદર રોગ અને વાત રોગ ઉપર ગુણ કરે છે.

**સ્ફટિકા**--( મ ) તુરટી ( હીં ). ફીટકરી, ( ગુ ) ફટકડી, ફટકડી ૧ ડ્રામ, આંબા હળદર ૨ ડ્રામ, અને ગુંદર ૩ ડ્રામ મિશ્ર કરી ચુર્ણ કરવું, તે સોજા તથા મદમાર ઉપર વપરાય છે.

**પુદીનો**-(ગુ) ફુદિનો તેનો કલ્ક તેલ તથા રસ વપરાય છે. તે વિશુચિકા [ કોલેરા ] ચુંક, ઝાડા, ઉલટી, આફરો, મદાગ્નિ અને અરૂચી ઉપર ગુણ આપે છે.

**વકુલ**--( ગુ ) બોળસરીઃ ( મ ) બકુલ-તે કોગળા અને મુત્ર રોગ ઉપર વપરાય છે.

**વાતાદ**--( ગુ ) બદામ તે કોવત અને પુષ્ટિ આપે છે.

**બનફશા**—તે તાવ, તણખીઓ, સળેખમ, ગલ, પાક, ઉધરસ તથા ફેફસાના વરમ ઉપર ગુણ કરે છે.

**બલા**--( ગુ ) બળદાણા કે બાળ બીજ ( મ ) ચીકણા. ( હીં ) વરીયારા, તે પૌષ્ટિક અને મત્રલ છે. ધાતુ પુષ્ટિ તથા પેશાબના વ્યાધિ ઉપર વપરાય છે.

**બહુફલા**--( ગુ ) બહુ ફળી. ( હીં ) હીરખોરી, ( મ ) સહસ્ત્ર ફલી તે ધાતુ, ક્ષય, પ્રમેહ તણખીઓ, ઉનવા, મુત્રાવરોધ. અને અશકિત ઉપર ગુણ કરે છે.

**અનસફલ**--( ગુ ) બાદીયાન. તેના સુગધી ફળ મશાલામાં વપરાય છે.

**વાકુચી**--( ગુ ) બાબચી ( મ ) બાવચી, ત્વચારોગ, પત્ત, કોડ કરોળીયા અને ખરજવા ઉપર ફાયદો કરે છે. બાવચી ખવાય અને બહાર ચોપડાય છે. સફેદ કોઢ ઉપર તે બહુ ગુણ કરે છે.

**બબ્બુલ**--( ગુ ) બાવળ. ( મ ) બાભુલ ( હીં ) બબુલ કર. તેની છાલ પાન અને ગુંદર દવામા વપરાય છે મો આવ્યું હોય તો તેની છાલ પાણીમા ઉકાળી તેના કોગળા કરવા. બાવળની પાલી રુધિરસ્રાવ ઉપર અપાય છે, બાવળનો ગુંદર ઉનવા તથા પ્રમેહમા વપરાય છે તેની છાલની ભઠ્ઠી ચાંદા રૂઝાવે છે. બાવળમાથી નીકળતા રાતા કાળા રસથી સર્વ શ્રાવી રોગ મટે છે.

**જંબીર**--( મ ) મહાલુંગ [હીં] બીજોરા ( ગુ ) બીજોરૂ તે ખાવાથી ગુલ્મ, બરોળ, તાવ પિત્ત, દાહ અરૂચી તૃષા, ખાસી, મંદાગ્નિ રક્તપિત્ત, મરડા, સંગ્રહણી, અને નબળાઇ ઉપર ગુણ થાય છે.

**બિલ્વ**--( મ ) બેલ. ( હીં ) બેલા. ( ગુ ) બીલી. ગ્રહણી તથા અતિસાર ઉપર ગુણ કરે છે. ઝાડા ઉપર તેના ગર્ભની ગોળી ગોળ સાથે વાળી ખાવાથી ગુણ કરે છે.

બીલાનો ગર્ભ ૧૦ ભાગ મોચરસ ૧૦ ભાગ, આબાગોટલી ૭ ભાગ, જાયફળ ૨ ભાગ, અને અફીણ ૧ ભાગ લઇ તેનું મિશ્ર કરવુ તે ૨૦ થી ૪૦ ગ્રેન આપવાથી મરડા મટે છે.

બુદ--( ગુ ) કાશી, તે ઉધ અને વેનને દૂર કરે છે.

**બીભીતક**-(ગુ) બહેડા, (હીં) બેહેડા, તેની છાલ દવામા વપરાય છે. બહેડાના બીને પાણીમા વાટી ચોપડવાથી હાથ પગનો દાહ મટે છે.

**બુર્દાક**-( મ ) મુડદાલસીંગ ( ગુ ) બોદારસીંગ, તે મલમમા નખાય છે.

**બદ્રા**--( ગુ ) બોરડી, તેની છાલ વગલમા વપરાય છે.

**બ્રાસી**--( હીં ) વરભી તે કવાથમા વપરાય છે. જ્વર, પાંડુ, કમળો કૃમિ રોગ ઉપર કવાથમા ગુણ કરે છે. મગજના રોગ,

અપસ્માર અને ઘેલછા ઉપર ગુણ કરે છે, બ્રામીના પાનનો રસ ૦ા તોલો કાઢી મધ સાથે પાવો

**વિજયા**–( ગુ ) ભાંગ ભાંડો મટાડે છે. ધનુર સાંધિવા અને ચસકા ઉપર ગુણ કરે છે ભાગ પીવાથી ભ્રમ લાગે છે

**ભૃંગરાજ**–( ગુ ) ભાંગરો ( મ ) માકા. [ હી ] ભંગરા તાવ વાયુ અને આચકી અને અપસ્માર ઉપર ગુણ કરે છે તેના રસથી ચાઠા ધોવાય છે, તથા કેશ કાળા થાય છે

**ભલ્લાતક**—( મ ) બીબવા [ હી ભીલામા ] ભીલામાનું તેલ લગાડવાથી ચામડી કાળી થાય છે તે અજીર્ણ, મંદાગ્નિ, ફરસ, ત્વચા રોગ અને નબળાઈ ઉપર ગુણ કરે છે.

**ભરવસીંગ**–ફાવચ

**ક્ષુદ્રા**–( મ) રાજવાગી, ( હી ) ભટ્ કટયા. ( ગુ ) એની ભોંયરીંગણી કે ભોટંગડી કહે છે. તે કવાથમા આપવાથી ખાંસી કફ, શ્વાસ તાવ, અને વાતરોગ ઉપર ગુણ કરે છે

**શ્વેત**–( ગુ ) ઉભી ભોંયરીંગણી. ( મ ) થોર ડોરલી, [હી] ચટીકટઈ તેના ગુણ ભોંયરીંગણીને મળતા છે

**ગોજીહ્વા**–(ગુ) ગલજીભી કે બા પાથરી કહે છે (મ) પાથરી, ( હીં ) ગાવજબાન તે ઊનવા તથા પથરી ઉપર ગુણ કરે છે

**માક્ષીક**––(મ) મધ, ( ગુ ) મધ, મધપુડાનું ચોખ્ખું મધ, થાય છે. તેમ ગોળ ખાંડ અને ખજુરમા પાણીની ચાસણીનું બનાવટી મધ થાય છે તેમા થોડી કડકડી નાખવાથી તે ઠરતું નથી.ચોખ્ખુ મધ, ખાંસી, દમ, શ્વાસ તાવ, તૃષા તથા હેડકી ઉપર ગુણ કરે છે.

**મંડુર**–એ લોઢાનો કાટ છે પાંડુ રોગ ઉપર ચુરણ વિગેરેમા આપવાથી ગુણ થાય છે.

**મંજીષ્ઠા**–( મ ) મજીટ ( ગુ ) મજીઠ તેના ફળ દવામા

વપરાય છે. તે કફવિષ, નેત્રરોગ, ત્વચા રોગ, વિસ્ફોટક, કોડ, પત્ત, ઉપદંશ અને સુખસ ઉપર કેકાણ તથા ચુરણમા આપવાથી ગુણ થાયછે.

**મનશીલા**-( મ ) મનશીળ. (ગુ) મનસીલ તેના રાતા પીળા રંગના ગાગડા આવે છે તે ઝેર છે. ( સોમલ જુઓ )

**મૃગશીંગ**-( મ ) મૃગશીંગ, ( હી ) મરારી. ( ગુ ) મગદ શીગ. મરડો અતિસાર અને સંગ્રહણી ઉપર ગુણ કરે છે.

**મરીચ**-( મ ) મીરી (હીં) કાલી મીરચ (ગુ) મરીયા, કાળાં અને ધોળા બે પ્રકારના હોય છે. પાચન અને ઉષ્ણ છે.

**મધૂક**-( ગુ ) મહુડા ( હી ) મહુવા. તેની છાલ તથા ફળ દવામા વપરાય છે. ઉનવા તથા નબળાઇ ઉપર ગુણ કરે છે.

**માયાફળ**-(ગુ) કાટાવાળુ માયુ તે રક્તસ્થંભન અને શિત છે.

**જયોતિષમતિ**-( મ ) માલકાગોળી ( હી ) માલકાગુની, ( ગુ ) માલકાકણા, દવામા તેના બી તથા તેલ વપરાય છે. અગ્નિમાંદ્ય, અજીર્ણ, સંધિવા પક્ષાઘાત, તાવ અને અપસ્માર ઉપર ગુણ કરે છે. તેનુ તેલ સંધિવા ઉપર ગુણ કરે છે

**મદનફળ**-( મ ) ગેલફળ, ( હીં ) મેનફળ ( ગુ ) મીંઢળ, તેનાથી ઉલટી થાય છે મીંઢળના ગર્ભમા ઉલટી કરાવવાનો ગુણ છે. તેથી મરડો પણ મટાડે છે. તેને ઘસી ચોપડવાથી, ખીલ, ગુમડા વિગેરે મટે છે

**મુગલાઈ બેદાણા**-તે ગોખરૂની પેઠે વપરાય છે, ધાતુક્ષય અશક્તિ, ઝાડે અને તણખીઆ તથા ઉનવા ઉપર ગુણ કરે છે

**મૂળક**-( મ ) મુળે, ( ગુ ) મુળા, સોથ ઉનવા અને પથરી ઉપર તેનો રસ ગુણ કરે છે.

**મુશલી**-( ગુ ) મુશળી તે બે પ્રકારની થાય છે. ધોળી અને કાળી, પણ દવામા ધોળી મુશળી વપરાય છે. તે ધાતુપુષ્ટિ ઉપર ગુણ કરે છે.

**મેથી**--મેથીના બી દવામા વપરાય છે. વાયુ, શળ ચુંક તથા સધિવા તથા કટિવા માટે ગુણ કરે છે.

**કુરચક**--( મ ) મેંદી ( હી ) હેના ( ગુ ) મેંદી દવામાં તેના પાન તથા બી વપરાય છે. તેનો ગ્મ ચોપડવાથી હાથ પગની બળતરા મટે છે. તેના બી કે મૂળ વાટી પાણીમા સાકર સાથે પીવા-થી રતવા, ગરમી, તથા ઉપદંશ મટે છે.

**મુકતા**--મોતી તેની ભષ્મ થાય છે.

**મુસ્તા**--(મ) નાગરમોથ. (ગુ) મોથ. તે બીજી દવાઓ સાથે આપવાથી તાવ, પિત્ત, કફ વાયુ, તૃષા, દાહ, અરૂચી. અતિસાર અને રકતદોષ મટે છે.

**તુત્થ**--(મ) મોરચૂત, નીલા તુતિયા. (ગુ) મોરથુથુ

ફુલાવેલું મોરથુથુ. ટંકણખાર જેઠીમધનુ સત્વ અને બગાસ કપુર સરખેભાગે વાટી ઘુંટી આખમા આજવાથી આવેલી આખ. ખીલ. તાપોડીયા ફુલુ અને રતાસ વિગેરે આખના તમામ રોગ મટે છે. આ મેળવણી દુધમા આજવી.

**રકતરોહિત**—(મ) રકતરોહંડા (ગુ) રગતરોહડા તેની છાલ ઘસીને ચોપડવાથી. ગુલ્મ, ઝાડો અને રકતાતિસાર મટે છે.

**કાનનએરંડ**—(મ) મોગલાઇ એરંડ. (ગુ) રતનજોત, કે દાતી તેના બીનો ગુણ રેચક છે ને જલદર દિ રોગ ઉપર ગુણ કરે છે.

**વશીર**—(મ) રતા લીયો (હી ) ભુઇઓકાર. (ગુ) રતવેલીઓ. તે રતવા. સોજા તથા ગાઠ ઉપર પીવાથી કે લગાડવાથી ગુણ કરે છે.

**રકતચંદન**—( હીં ) લાલચંદન. (ગુ) રતાજળી. તેનાથી કોઢ ત્વચારોગ. દાહ. તૃષા. (શોષ) અને તાવ ઉપર કવાથમા આપવાથી ગુણ થાય છે.

લીમડાની છાલનુ હીમ અગર ઉકાળો પીવાથી ટાઢીઓ તાવ જીર્ણ જ્વર, પિત્તજ્વર, નબળાઇ મંદાગ્નિ, દાહ, તૃષા અને અજીર્ણ વિગેરે રોગ મટે છે. લીંબોળીનુ તેલ સધિવા તથા ચરકા, ત્વચારોગ કરમ, ખરજ, ઉંદરી તથા ખરજવું મટાડે છે. તેના પાનની ધુમાડી લેવાય છે

**નિમ્બુ**—(ગુ) લીંબુ. ૧ વ, ઉલટી અજીર્ણ તથા રક્તદોષ ઉપર ગુણ કરે છે તેનો રસ ચોપડવાથી દાદર મટે છે લીંબુની ફાડમા ફટકડી નાખી તેની પોટકી કરી આખો ઉપર લગાડવાથી દુખતી આખો મટે છે.

**લોહ**—(ગુ) લોઢું. તેની ભસ્મ બને છે, તે રસાયન ભાગમા આપવામા આવશે

**લોબાન**—(ગુ) લોબાન. તે કફ મટાડનાર તથા ગરમ અને સ્તંભક છે.

**લોધ્ર**—(હિ) લોધ, (ગુ) લોધર. તે કડાછાલ તથા બીલી વગેરે સાથે આપવાથી આતસાર, ઝાડા અને મરડા મટાડેછે ફટકડીની સાથે લોધર લગાવવાથી આખ મટે છે.

**બીખમા**—(ગુ)વખમો તે વછનાગ જેવો ઝેરી છે. તાવ, ઉલટી પેટની ચુંક તથા ગુલ્મ અને કરમ ઉપર ૩ થી ૫ ગ્રેન આપવાથી ગુણ કરે છે.

**વિત્સનાભ**—(મ)વચનાગ (ગુ) વછનાગ. તે ઝેર છે તેને સાફ કરવો પડે છે (જુઓ ભાગ ર રસાયન પ્રકરણ) તાવ, અજીર્ણ, ઝાડા. મસ્તક શુળ, સંધિવા, કફ ખાસી તથા દમ ઉપર ગુણ કરે છે.

**વચા**—(મ) વેખડ (હીં) બચ (ગુ) વજ બચ્ચાની ઉપરસ વરાધ અને સસણી ઉપર ઘસીને પાવાથી ફાયદો થાય છે

**ઘોડાવજ**—એ વજની બીજી જાત છે તે શુળ, ગુલ્મ, હેડકી,

આફરો, ચુંક, કરમ તથા વાયુ ઉપર ગુણ કરે છે.

**મીસી**—(મ) બડીશોપ, (હીં) સોફ. [ગુ] વરીયાળી. ઉલટી તાવ, દાહ, તૃષા, અને અરૂચી ઉપર ફાયદો કરે છે.

**વાકુંભા**--(ગુ) વાકુંભા. લવીંગ જેવા થાય છે. બીજી દવાઓ સાથે વાયુ, ઉલટી, ચુંક વગેરે ઉપર અપાય છે.

**વિડંગ**—(હીં) બાયબરંગ, (ગુ) વાવડીંગ. તે ઉકાળામા તેમજ મલમમા આપવાથી ઉલટી, કરમ ઝાડો, તાવ અરૂચી અજીર્ણ, ચુંક તથા ત્વચરોગ ઉપર ગુણ કરે છે.

**કંન્દાટી**--(મ) ધૂપ શાહલ (હી) સલઇ (ગુ) શાલેડુ કે ધુપેડુ કહે છે. તેના ઝાડામાથી ગુંદર નીકળે છે, તેને શેશ ગુદર કહે છે. તે પ્રમેહ તથા વધરાવળમા ગુણ કરે છે.

**કૃષ્ણજીરક**—શાહજીરું. તેના ગુણ જીરાને મળતા છે.

**શાહતુત**--(હી) તુતી (મ) તુર્તચે ઝાડ. (ગુ) શેતુર. તેના પાનનો કલ્ક, તણખીઆ, ઉનવા તૃષા, તથા દાહ ઉપર ગુણ કરે છે. આ પાના ખાઇને રેશમના કીડા જીવે છે.

**કુંદરૂ**--(મ) ઇશેશ. (ગુ) શેશ ગુદરૂ. તેનાથી વધરાવળ, તણખીઓ પરમીઓ ઉનવા ગુલ્મ ચુક તથા પેટના દુખાવા ઉપર ગુણ કરે છે.

**શંખજીરક**--(ગુ) શંખજીરું (હી) શંખજરાહત તે ગુમડાં અળાઇઓ, ખીલ, સોજા, રતવા, બળતરા કખવા, અને ઝામરા ઉપર ગુણ કરે છે.

**ક્ષીરદ્રદારક**—(હી) સમનદરશોખ (ગુ) સમદરશોષ કે સમદર ફેણ કહે છે. તેના પાન લગાડવાથી જખમ રૂઝાય છે.

**શીગ્રુ**—(મ) શેગવા. [હીં] સેગવા (ગુ) સરગવો. તેની

ઝાલ બરોળ, સંધિવા, અરૂચી. અગ્નિમાદ્ય, ગુલ્મ, સોજા મૂત્રાશ્વરી જ-
લંદર, ગડમાળા, ઉપદંશ, અર્દિતવાયુ અને ખાસી ઉપર ગુણ કહે છે.

**શૌક્તિક**-[ ] શરકો. તે સ્વાદ તથા ખટાશમા વપરાય છે.

**સર્જીકાક્ષાર**--(ગુ)સાજીખાર. હળદરની સાથે ગરમ કરીને ચોપ-
ડવાથી શુળ, ગુલ્મ, આફરો અગ્નિમાંદ્ય તથા ઉદરરોગ મટે છે.

**પુનર્નવા**--(મ) ઘેટલી, (હીં) વિષ ખપરો (ગુ) સાટોડી તેનાં
મૂળ સોજા, પાંડુરોગ તાવ, સૂતિકા રોગ, સંગ્રહણી, કમળો, બરોળ
તથા વાત રોગ ઉપર ગુણ કરે છે, તેના પાનના રસથી સોજા મટે છે.

**સપ્તવર્ણી**--(મ) સાવિણ (ગુ) સાતવીણ. તે ચુરણમા આપવા-
થી તાઢીઓ તાવ મટે છે.

**સિંધવ**--(ગુ) સિંધાલુણ. તેના ગુણ મીઠાને મળતા છે.

**સિંદર**--(ગુ) સીંદુર તે ખરજવા તથા ચાદ્દા ઉપર મરી અને
માખણ સાથે ચોડવાથી મટે છે. જખમ તથા આજણી મટાડે છે.

**મોચ**--રકતસિમૂળ -(ગુ) સીમળો. તેના ગુંદરને મોચરસ કહે
છે. મોચરસ સાકર સાથે આપવાથી ઝાડો, મરડો, અને અતિ-
સાર મટે છે.

**શિલાજંતુ**—(ગુ) સીલાજીત. તેનાથી પ્રમેહ, ઉનવા, તાવ, પથરી,
મૂત્રાવરોધ,કરમ, પાંડુ,મૂત્રગાઢ,હરસ,ધાતુક્ષય,બરોળ અને નબળાઇ મટે છે.

**શતપુષ્પા**--(મ) શેપા (હીં) સોયા ( ગુ ) સુવ. તે દીપન
તથા વાતહર છે.

**સોવીરાંજન**--સુરમો તે વેચાતો મળે છે તેનો બારીક ભૂકો
કરી તેમા કપુર, એલચી વીગેરે બીજા પદાર્થ મેળવી આખમા આજ-
વાથી બળતરા, ઝાખ અને ફુલા ઉપર ગુણ કરે છે.

**સૂર્યક્ષાર**--(મ) સોરા. (ગુ) સુરોખર. તિક્ષ્ણ અને જુનો સંધિવા, સર્વ પ્રકારના તાવ, જળંદર અને ઉનવા ઉપર ગુણ કરે છે.

વિશ્વા--(ગુ) સુઠ તેનાથી ચુક, આફરે: અજીર્ણ અગ્નિમાંદ્ય મરડો, તાવ. તથા ઝાડો મટે છે

**અર્શહન**--(ગુ) સુરણ તે હરસ ઉપર વપરાય છે.

**સિલહાસ**--(ગુ) સેલારસ તે રૂધરમ, ત્વચારોગ. નેત્રરોગ, તથા વધરાવળ મટાડે છે.

**સુવર્ણગેરીક**—(ગુ) સોનાગેરૂ રતવા. કખવા તથા ચાદી ઉપર વાટીને ચોપડવાથી ગુણ થાય છે. પરમીયા ઉપર પીવાથી ગુણ થાય છે.

**મેષશૃંગી**--(મ) સોનામુખી ( ગુ ) સોનામુખી કે મીંઢીઆવળ કહે છે.

સોનામુખી ૮ ડ્રામ. તથા સુઠ અને હીમજ બબે ડ્રામ લઈ મિશ્ર ચુરણ કરવું તે ૦॥ થી ૧ ડ્રામ આપવાથી ઝાડાની કબજીઆત તથા ત્વચારોગ મટે છે.

**મલ્લ** -(ગુ) સોમલ તેની ભષ્મ બને છે. ( જુઓ વૈદ યાને વૈદક ભાગ ૨ રસાયન પ્રકરણ )

**સૈવર્ચળ**--( ગુ ) સચળ ( હી ) કાલાલોન. ચુંક, આફરો તથા ગુલ્મ રોગ ઉપર ગુણ કરે છે

**હરિતાલ**—(ગુ) હડતાલ તેની ભસ્મ બને છે તે માટે ( વૈદ્ય યાને વૈદક ભાગ ૨ જુઓ. )

**પથ્યા**--( હીં ) હરડે (મ) હર્દતકી. ( ગુ ) હરડે તેની છાલ દવામા વપરાય છે. તે તાવ, નેત્રરોગ. કુષ્ટ ત્વચારોગ, વાત, કમળો, ગુ ગુ વિષમ જ્વર, મુત્રઘાત સંગ્રહણી, ખાસી. કફ અને બરોળ ઉપર

ગુણ કરે છે. નાની હરડે ને હીમજ કહે છે.

**હરિદ્રા**--( મ ) હળદ ( ગુ ) હળદર. તેની ધુમાડી સળેકમ ઉપર લેવાય છે તથા વાગ્યા ઉપર ઉની કરી ચોપડાય છે,

**એલમ**—( ગુ ) હીરાબોળ, ઉલટી ખાસી અને ઉનવા ઉપર ગુણ કરે છે.

**હીંગ**-હીંગ શેકીને સુંઠ, શુળ, અજીર્ણ, આફરો, હેડકી. અને હીસ્ટીરીઆ ઉપર ગુણ કરે છે. કાચી હીંગ ઘીની સાથે ગળ વાથી ચુક મટે છે. સળેલા દાતમા હીંગ મુકવાથી દરદ કમી થાય છે. વાયુ માટે પેટ ઉપર હીંગ ચોપડાય છે.

**દરદ**-(મ) હીંગુળ. ( હીં ) સીગરફ. ( ગુ )હીંગળોક, ચાંદી પરમીયો, કફ, ઝાડો. ગુલ્મ, તથા બરાવ ઉપર ગુણ કરે છે

**કાસીસ**--( ગુ ) હીરકસી. તે પાંડુ. પ્લીહોદર, જ્વર, આદાશીશી, અતિસાર, અને પ્રદર ઉપર ગુણ કરે છે. અર્શ, આમણ અને રતના ઉપર પીચકારી મારવાથી ફાયદો થાય છે.

**બર્મર**—( ગુ ) હીરા દખણુ ( હી ) હીરાદુખી. હરમ પેશા બ તથા ખાંસીમા પડતું લોહી બંધ કરે છે, હીરા દખણ ૨ ડ્રામ. અફીણ આઠ ગ્રેન અને ગુલનાર તથા ગુંદર એક ડ્રામ લઇ ચુરણ કરવું તે ઉપરના રોગો મટાડે છે.

**હેમકંદ**-તેના નગ, રતવા, બળતરા તથા ગરમી ઉપર ઘસીને પીવાથી તથા ચોપડવાથી ગુણ થાય છે

**લીનીમેટ ઓફ આમોન્યા**—આમોન્યા તેલ તે વાના દરદો તથા વીછીના ડખ મટાડે છે, લીકર આમોન્યા ૧ ઔંસ, બદામનું તેલ ૧ ઔંસ અને ઓલીવ તેલ ૨ ઔંસ તે મીશ્ર કરી સર્પદંશ. કોલેરા તથા હીસ્ટીરીઆ ઉપર આપવાથી ગુણ થાય છે.

**નવસાર**--બદ, ગંઠ અને સ્તન સોથ ઉપર પાણીમા ઓગાળીને લોશન કરી લગાડાય છે. તેને પલાળી તેના પોતા માથે મુકવાથી માથુ ઉતરી જાય છે.

**ફુલાવેલી ફટકડી**--ગૃહિણી, અતિસાર, પ્રદર, અતિ આર્તવ, પેશાબ અર્શ, નાક અને મોઢામાથી લોહી જતુ હોય તો ફાયદે કરેછે.

**કાર્બોલીક એસીડ**—તેમા ૧૦મો ભાગ પાણી ઉમેરી પ્રવાહી બનાવી, ઉલટી. કોલેરા, રક્ત, દોષ, વાત. પિત્તજ્વર, અને રક્તદોષ ઉપર આપવાથી ગુણ થાય છે, જખમ રૂઝાય છે તેનો એક ભાગ ૪૦ ભાગ પાણી સાથે મેળવી જખમ તથા ગંધાતા ચાઠાને ધોવાથી ફાયદો થાય છે. દાદર ખરજવું અને કંડુ મટે છે.

બાવળનો ગુંદર ખાસી ઝાડો ઉનવા તથા ધાતુ ક્ષય ઉપર ફાયદો કરે છે.

**નેપાળાનું તેલ**--નેપાળાની બીજમાથી પીલીને તેલ નીકળે છે તે સાકર સાથે ાા થી ૧ મીનીમ આપવાથી ઝાડાની કબજીઆત, જલદર તથા મગજના દરદોને ફાયદો કરે છે,

**કોકમનું તેલ**--હાથ પગની વહી ફાટી હોય તેના ઉપર લગાડવાથી ફાયદો થાય છે.

**પીપરમીટનુ તેલ**--પેટના વાયુ મટે છે.

**ટર્પેનટાઇન તેલ**--ટાઇફસ તાવ, ટાઇફાઇડ તાવ, અને પેટના આફરા ઉપર પીવાથી ગુણ થાય છે. મોઢા, પેટ, ઝાડા, પેટ અને પેશાબમા લોહી પડતુ હોય તે ઉપર ગુણ કરે છે તેમા મીઠું તેલ મેળવી બળ્યા ઉપર તેમજ જખમ અને ચાઠા ઉપર લગાડવાથી મટે છે. વાયુ, ચસ્કા અને વા મટે છે.

**દીવેલ**-દીવેલને પાણીમાં ઉકાળીને ગાળી લેવાથી તે નિર્મળ

અને દોષ રહીત બને છે. તે એક ડ્રામથી એક ઔંસ આપવાથી બચ્ચાને તથા મોટા આદમીને ઘણો સારો તથા નિર્દોષ જુલાબ થાય છે. અને અજીર્ણ ચુક, મલાવરોગ ગુલ્મ, મરડો અને ત્વચા રોગ મટાડે છે.

**કોડલીવર ઓઇલ**–પૌષ્ટિક છે, ગરમી તથા નબળાઇ મટાડે છે ક્ષય કરમાળ, દારૂર ખરજવું, કોઢ અધકોશ વિગેરે મટાડે છે.

**કલોરોફોર્મ**—શસ્ત્રક્રિયા કરતી વખતે દરદીને સુંઘાડવાથી તેને ઘેન ચડી શુધુમ થાય છે. એટલે તેને તેની સ્થિતિનુ ભાન રહેતું નથી પણ બહુ સુંઘાડવાથી મરણ નીપજે છે તેનુ તેલ ચસ્કા સંધિવા તથા બીજા દરદ ઉપર લગાડાય છે અને ઉલટી, ચુક, કોલેરા તથા ખાસા વિગેરે દરદોમા તે ૩ થી ૧૦ મીનીમ પીવાથી ફાયદો થાય છે.

**કવીનાઇન**--( ગુ ) કાયલીન કહે છે. જે સીંકોનાની છાલ-માથી નીકળે છે તે આપવાથી તાવ મટે છે. ટાઢીઓ તાવ તુરત મટે છે તાવ ન હોય તે વખતે આપવુ, તે આપવાથી કાન બહેર મારે છે તથા માથુ ભારે થાય છે. તે તમામ તાવ, આદાશીશી ચસ્કા ક્ષય, નબળાઇ અજીર્ણ મંદાગ્નિ અને ત્વચા રોગ ઉપર ફાયદો કરે છે.

**અજમાના ફુલ**-તે કોલેરા પેટના દરદો તથા મીઠા પરમીયા ઉપર ગુણ કરે છે તેને પ્રવાહી કરી ચાદા, નાકનું સડી જવું, મોઢુ વાસ મારવું વિગેરે ઉપર ધોવાથી ફાયદો થાય છે.

**અફીણના** ડોડવા—ને ઉકાળીને તેની વરાળનો શેક કરે તથા ગળફા ઉપર કરાય છે.

**પરમેંગનેટ ઓફ પોટાશ**--તેની પીચકારી સર્પના ડંખ ઉપરની ચામડીમા મારવાથી ગુણ થાય છે. તેનાથી નષ્ટાર્તવ અજીર્ણ વિગેરે ઉપર ફાયદો થાય છે. તેનાથી દુર્ગંધી નાશ થાય છે તથા વીંછીનુ ઝેર ઉતરે છે.

રૂમાર્ષના ગુણ--અજીર્ણ મળ. ચુક, ઝાડા અને શીળ વા ઉપર ગુણ કરે છે.

શોધેલો ગંધક--( શોધવાની વિગત જુઓ ભાગ ૨ મા ) ત્વચચારોગ ખરજ ખીલ ખસ ખરજવું તથા વિસ્ફોટક ઉપર લગાડવાથી થાય છે તેથી ઝાડા અને અર્શ મટે છે

---

## પ્રકરણ ૩ જું.

---

## ઔષધોના ગુણદોષ.

અગ્નિ પ્રદિપ્ત કરનાર દવા વરીયાળી છે

આમનું પાચન કરનાર દવા નાગકેશર છે.

અગ્નિ પ્રદિપ્ત કરે અને આમનુ પાચન કરનારૂં ઝેરકચોલુ, લીબુની છાલ, નારંગીની છાલ, કડુ કરીનાઇન કરીયાતુ, રૂમાર્ષ અને ચિત્રો છે

ગળો એ ઉગ્ર અને વિષમ થયલા વાતાદિદોષનુ શમન કરે છે.

હરડે એ વાતાદિ દોષોના પ્રકોપને શાન્ત કરી છુટા પાડનાર છે

ગરમાળાનો ગોળ મલાદિ દોષોનેપકાવ્યા વગર નીચેને માર્ગેથી બહાર કાઢે છે.

કડુ વાતાદિ દોષોને બહાર કાઢનાર છે

નસોતર ગંધક. અંઝર ઇંદ્રિવરણા દીવેલ નેપાળાનુ તેલ રૂમાર્ષ, મીઠીઆવળ ગરમાળો રેવચી એળીઓ અને ટરપેનટાઇન તેલ એ રેચક ઔષધો છે

મીંઢળ કાચાપિત્ત તથા કફને બહાર કાઢી ઉલટી કરાવનાર છે.

જવખાર મરી અને શીલાજીત ચોટી ગયલા કફાદિ દોષોને ફુખાડી નાખે છે.

સુંઠ,ઉરૂ,અને ગજપીપર અગ્નિ પ્રદિપ્ત કરી, આમનુ પાચન કરેછે.

કડાછાલ અને અગડુઆ વાયુને ઉત્પન્ન કરે છે.

તમાકુ કપુર, ધતુરો, કલોરોફોર્મ, અફીણ લોબાન અને તેના ફુલ અને હીરાબોળ કફ મટાડનાર છે.

ગળો રૂદન્તી, ગુગળ અને હરડે વૃદ્ધાવસ્થાનો અને રોગનો નાશ કરે છે માટે રસાયન છે.

દાડમના મળ, ટરપેનટાઇન તેલ, મીઠું, રેવચી, કપીલો અને એળઓ કરમ મટાડનાર છે.

આસન, ચોળી મસળી સાકર અને શતાવરી એ વિર્ય વધારનારછે.

જસતના ફુલ માયફર, ચાક, દાડમની છાલ, બીલી તજ, હીરાકશી, અફીણ અને મોરથુથુ દસ્ત સાફ લાવનાર તથા લોહી બંધ કરનાર છે

નાગબલા અને કોચા ખાવાથી સ્ત્રીઓની સાથે વિલાસ કરવામા આનંદ થાય છે.

પારાની સોમલની, દવાઓ ગધક અને સારસાપરીલા લોહીને સુધારે છે.

મોરથુથુ કરીયાતું, સોમલ અને કોડલીવરઓઇલ કોવત આપનારી દવાઓ છે.

કોયલો ચાક, કાથો હીરાબોળ અને મીઠું દાતને સાફ કરનાર છે. (દતમંજન)

ઉભો ભોયરીંગણીના ડોડવા વિર્યને સ્ખલીત કરનાર છે.

જાયફળ વિર્યને સ્તંભન કરનાર છે.

ક્લોરોફોર્મ. અફીણ, બરફ, ચુનાનું પાણી, કહુ. સોડા લેમોનેડ અને લીંબુનુ શરબત ઉલટી મટાડનાર છે.

હરડે વિર્યનુ શોષણ કરનાર છે.

દુધ. અડદ, ભીલામાના ફળની મજ્જા, ભીલામાના બી, અને આંબળાં એ વિર્યને જાગ્રત કરનાર અને રેત ધાતુ વધનાર છે.

દારૂ બુદ્ધિનો નાશ કરે છે.

કડવી વનસ્પતિ. કિવનાઇન અને સોમલ તાવ મટાડનાર છે.

સુંઠ, જાયફળ. તથા તેનુ તેલ, લવીંગ તથા તેનું તેલ. કેસર પીંપરમેંટનું તેલ. મરી લીંબુનુ તેલ સુવા અને તેનુ તેલ વાયુ મટાડનાર છે.

મરી અને ઘોડાવજ કફાદિ દોષોને નાક. કાન અને મોઢાવટે બહાર કાઢનાર છે.

## પ્રકરણ ૪ થું

### દવાઓનું વજન તથા દવાઓ બનાવવાની રીત

| સંસ્કૃત વજનના ગુજરાતી નામ. | ઇંગ્રેજી વજનના ગુજરાતી નામ. |
|---|---|
| ૩૦ પરમાણુની ૧ વંશી. | ૧ ગ્રેનનો ૧ ઘઉં ભાર. |
| ૬ વંશીની ૧ મરિચી. | ૨૦ ગ્રેનનો ૧ સ્કૃપલ. |
| ૬ મરિચીની ૧ રાઇ. | ૬૦ ગ્રેનનો ૧ ડ્રામ. |
| ૩ રાઇનો ૧ સર્ષવ. | ૮ ડ્રામનો ૧ આંશ. |
| ૮ સર્ષવનો ૧ જવ | ૧૬ આંશનો ૧ પાઉંડ. |
| ૪ જવની ૧ ગુંજા ( ચણોઠી ) | ૧ આંસના ૨॥ તોલા. |
| ૬ ગુંજાની ૧ માષો. | ૬ ગ્રેનનો ૧ વાલ. |
| ૪ માષાનો ૧ શાણ ( ૧ ટંક ) | ૨ ગ્રેનનો ૧ રતી. |

| | |
|---|---|
| ૧ શણુનો ૦ા તોલો. | ૧ ડ્રામના ૫૪-૬ ગ્રેન. |
| ૨ શણુનો ૧ કોલ | ૧ ઑંસના ૪૩૭-૫ ગ્રેન |
| ૧ કોલના અર્ધો તોલો | ૧૮૪ ગ્રેનનો ૧ તોલો. |
| ૨ કોલનો ૧ કર્ષ ( ૧ તોલો ) રૂપિઆભાર ( ૧ અથી ) | અંગ્રેજી પ્રવાહી માપ |
| ૨ કર્ષની ૧ શુક્તિ (બે તોલા) | ૧ મિનીમનો૦-૯૧ ગ્રેન પાણીનું વજન. |
| ૨ શુક્તિનો ૧ પલ (ચાર તોલા) ( શબિલ્વ ) | ૬૦ મિનીમનો ૧ ડ્રામ પાણીનું વજન |
| ૧ પલની ૧ પ્રસૃતિ ( આઠ તોલા ) | ૮ ડ્રામનો ૧ ઑંસ પાણીનું વજન |
| ૨ પ્રસૃતિના ૧ કુડવ (સોલા તોલા) | ૨૦ ઑંસના ૧ પાઇંટ. ૧૦ શેર. |
| ૨ કુડવનો ૧ શરાવ [૩૨ તોલા] | ૮ પાઇંટનું ૧ ગ્યાલન. ૧૦ શેર. |

૨ શરાવનો ૧ પ્રસ્થ (૬૪ તોલા)

૪ પ્રસ્થનો ૧ આઢક ( ૨૫૬ તોલા )

૪ આઢકનો ૧ દ્રોણ [૧૦૨૪ તોલા]

૨ દ્રોણનો ૧ શુર્પ ( ૨૦૪૮ તોલા)

૨ શુર્પની ૧ દ્રોણી ( ૪૦૯૬ તોલા ) [ ૧ ગશી ]

૪ દ્રોણીની ૧ ખરી ( ૧૬૩૮૪ તોલા ) ( ગાણી )

૨૦૦૦ પલનો ૧ ભાર ( ૮૦૦૦ તોલા ( ૧ ખારી )

૧૦૦ પલની ૧ તુલા ( દશ શેર)

દવા બનાવવામાં દવાઓ નવીજ વાપરવી. પણ વાવડીંગ, લીન્ડી પીપર, ગોળ, ધાણા, ઘી, અને મદ એ છ દવાઓ જુની વાપરવી.

ગળો, કડાછાલ, અરડુસી. ભૂરૂં કહોળું. શતાવરી. આસન, કાંટાશેળીઓ વરીયાળી અને નાગરમોથ એ દવાઓ લીલી વાપરવી

આ નવ દવાઓ તેનું જે વજન કહ્યું હોય તે પ્રમાણેજ વાપરવાં અને તે સિવાયની લીલી દવાઓનું વજન કહ્યા કરતા બમણું લેવું.

કોઇ પ્રયોગમા એમજ દવા બે વખત કહી હોય તેનું બમણુ વજન લેવુ. પ્રયોગમા કોઈ વાસણ લખ્યુ ન હોય તો માટીનું વાસણ વાપરવું.

જે ઠેકાણે ઔષધનું કોઇ પણ અંગ ન કહેલું હોય તે ઠેકાણે તે ઔષધનું મૂળ વાપરવુ.

ઔષધ ખાવાનો વખત ન લખ્યો હોય તો તે ખાવાનો વખત સવારનો ગણવો.

ઔષધનું પ્રમાણ ન લખ્યું હોય તો તે પ્રયોગમા આ લખેલા તમામ ઔષધનું સરખું જ પ્રમાણ ગણવું.

ચુર્ણ બે માસ પછી કસ વિનાનું થાય છે.

ગોળી તથા અવલેહ તથા અપૂર્ણ ઔષધીયો એક વર્ષ પછી કસ વિનાની થઇ જાય છે.

વનસ્પતિ બહાર કાઢેલી હોય તો એક વર્ષ પછી કસ વિનાની થઇ જાય છે.

આસવ ધાતુઓ, ઉપધાતુઓ અને રસાયનો જેમ જેમ જુનાં થતા જાય છે તેમ તેમ વધારે ગુણવાળા થાય છે.

---

## પ્રકરણ ૫ મુ.

---

## દવાઓ કેવી રીતે તથા કયા વખતે ખવરાવવી.

દવા ઘણું ખરૂં સવારમા ખવરાવવી.

પિત્ત પ્રકોપવાળાને અન્ન ખવરાવ્યા વગર જ પહેલા કાળમાં

જુલાબ આપવો અને કફ પ્રકૃતિવાળાને પહેલા કાળમા ઉલટી કરાવવી.

અપાન વાયુ પ્રકોપવાળાને, અરુચીવાળાને, સમાનવાયુના પ્રકોપ-વાળાને, આક્ષેપ વાયુવાળાને, કંપ વાયુવાળાને અને વ્યાન વાયુ ઉપર બીજા કાળમા ઔષધ ખવરાવવું.

પ્રાણવાયુવાળાને અને ઉદાનવાયુવાળાને ત્રીજા કાળમા દવા ખવ-રાવવી. તૃષા રોગવાળાને, ઉલટી રોગવાળાને હેડકીવાળાને શ્વાસના રોગવાળાને અને ઝેરથી થયેલા રોગવાળાને ચોથા કાળમા દવા ખવરાવવી.

પુસ્તકમા પહેલી માત્રા પુરી વયવાળાને ખવરાવવી પણ ૧ વર્ષ વાળાને બારમો ભાગ, બે વર્ષવાળાને આઠમો ભાગ ત્રણ વર્ષવાળાને છઠો ભાગ ચાર વર્ષવાળાને ચોથો ભાગ સાત વર્ષવાળાને ત્રીજો ભાગ, ચોદ વર્ષવાળાને અર્ધી દવા વીસ વર્ષવાળાને ¾ ભાગ અને વીસ વરસ પછીની ઉમરવાળાને કહેલી પુરી દવા ખવરાવવી.

---

## પ્રકરણ ૬ ઠું.

---

# દવાઓ કેવા રૂપમાં આપવી.

દવાઓને નિચેના રૂપમા બનાવીને ઉપયોગ કરાય છે.

### સ્વરસ

(૧) તાજી વનસ્પતિને કચરી વસ્ત્રથી ગાળી લઇને કાઢેલો રસ તે સ્વરસ કહેવાય છે. તે અર્ધો પળ પાવો.

(૨) ચૂર્ણ કરેલા ઔષધને બમણા પાણીમા એક રાત્રી પલા-ળી બીજે દિવસે પ્રભાતમા વસ્ત્રથી ગાળી તે પાણીને વસ્ત્રથી ગાળી લેવુ તે સ્વરસ કહેવાય છે તે એક પલ પાવો. સુકી ઔષધિને આઠગણા પાણીમા ને અર્ધું રહે ત્યા સુધી ઉકાળી તેને લુગડાથી ગાળી લઇને કાઢવું પાણી તે સ્વરસ કહેવાય છે. તે એક પલ પાવો. તેમા મધ, સાકર ગોળ જવખાર, જીરૂ, સિન્ધવ ઘી અને તેલ તથા ચુર્ણ વિગેરે નાખવા તે સ્વરસમા એક પલજ નાખવા.

## કવાથ.

(૧) માટીના વાસણમા ઔષધ તથા તેથી સોળગણું પાણી ના-ખીને ધીમા અગ્નિથી ઉકાળવું અને આઠમો ભાગ રહે ત્યારે ઉતારી ગાળી લેવુ તે કવાથ જાણવો. કવાથ નવસેકો (સહજ ઉનો) પાવો.

ખાધેલું અન્ન પચી ગયા પછી કવાથ પાવો. સારો કવાથ બે પલ સુધી પાવો વાતરોગમા કવાથમા ચોથો ભાગ, પિત્તરોગમા કવાથમા આઠમો ભાગ અને કફરોગમા કવાથનો સોળમો ભાગ સાકર નાખવી.

કવાથ ઉકળતી વખતે મોઢા ઉપર કશું ઢાકવું નહિ.

વાતરોગના કવાથમા ૦॥ કર્ષ, પિત્ત અને કફરોગનામા પા ભાગ અને કફ રોગના કવાથમા ચોથો ભાગ મધ નાખવુ તેમા જીરૂ, ગુગળ, જવખાર સીધવ, શીલાજીત, સેકેલી હીંગ, સુંઠ વિગેરે નાખવું હોય તો એક શાણ નાખવુ

## ફાન્ટાદિ ઔષધ.

માટીના વાસણમા કચરેલું ઔષધ એક પલ, તથા ખદખદાવેલું ઉનું પાણી એક કુડવ નાખવું અને તે પાણી ટાઢું થયા પછી લુગડાથી ગાળી લેવું તેનું નામ ફાન્ટ કહે છે. તે બે પલ પીવાય છે

મધ સાકર અને ગોળ કવાથ પ્રમાણે તેમા નંખાય છે

## હિમઔષધ.

સારી કચરેલી દવાને છ ભાગ પાણીમા રાતે માટીના વાસણમાં ડુબાડીને સવારના પહોરમા ગાળી લેવું તેનુ નામ હિમ ઔષધ જા-ણવું. તે બે પલ પીવાય છે.

## મન્થાદિ ઔષધ

માટીના વાસણમા ચાર પળ ટાઢું પાણી નાખા તેમા એક પળ ચુર્ણ કરેલુ ઔષધ નાખી વલોવી પાણી ગાળી લેવુ તેને મન્થ કહે છે.

## કલ્ક બનાવવાની રીત.

લીલી દવાને શિલાપર વાટવું અને સુકુ હોય તો તેને પાણીમાં નાખીને વાટવું તેનુ નામ કલ્ક જાણવું. તે એક કર્ષ ખવાય છે.

તેમા મધ, ઘી અને તેલ નાંખવા હોય તે બે કર્ષ નાંખવાં સાકર અને ગોળ નાખવા હોય તો એક કર્ષ નાખવો અને પ્રવાહિ પદાર્થ ચાર કર્ષ નાખવો.

## ચુર્ણ બનાવવાની રીત

સુકી દવાને સારી રીતે ખાડી તેને દળીને લુગડાથી ચાળી લેવી તેને ચુર્ણ કહે છે તે એક કર્ષ ખવાય છે.

તેમા ગોળ નાખવો હોય તો ચુર્ણ જેટલો જ નાખવો. સાકર ચુર્ણથી બમણી નાખવી.

તેમા હીગ નાખવી હોય તો સેકેલી હીંગ નાખવી. તેમા મધ, ઘી, તેલ વિગેરે પદાર્થો નાખવા હોય તો બમણા નાખવા.

તેમાં દુધ, પાણી, ગાયનું મુત્ર અને રસવાળા પ્રવાહિ પદાર્થો નાખવા હોય તો ચોગણા નાખવા.

તેની સાથે જે અનુપાન આપવાનું હોય તે ત્રણ પલ સુધી. કફ રોગ ઉપર એક પલ સુધી, અને પિત્તરોગ ઉપર બે પલ સુધી આપવું.

## ભાવના કેવી રીતે દેવી.

ચુર્ણને જે પાતળા પદાર્થની ભાવના દેવાની હોય તો તે પદાર્થ ચુર્ણ સારૂં પાતળુ થાય ત્યા સુધી નાખીને પછી તે સુકાય ત્યા સુધી તે ચુર્ણને ખલવુ (ઘુટવું) તેને ભાવના દેવી એવું કહે છે.

## ગોળી બનાવવાની રીત.

પ્રથમ દવાનુ ચુર્ણ કરવું. પછી ગોળ સાકર કે ગુગળનો દેવતા ઉપર અવલેહ જેવો પાતળો પાક કરવો અને પછી ચુર્ણ નાખી પછી તેની ગોળીઓ વાળવી. ઉનું કર્યા સિવાય મદ પાણી, ગોમુત્ર લીંબુનો રસ વિગેરે પ્રવાહી પદાર્થોમા ચુર્ણ નાખી ગોળીયો વળાય છે.

ગોળી વળવામા સાકર ચુર્ણથી ચાર ઘણી લેવી અને ગોળમા કે પ્રવાહી પદાર્થમા ગોળી વાળવી હોય તો તે બમણા નાખવા.

ગોળી એક રૂપિઆભાર સુધીની બનાવવી. ગુગળમા કે મદમા ગોળી વાળવી હોય તો ચુર્ણ જેટલાજ વાપરવા.

## અવલેહ બનાવવાની રીત.

કવાથાદિ ઔષધોને ઉકાળીને માવા જેવા બનાવવા તેને અવ-લેહ કહે છે. તે એક પલ સુધી ખવાય છે.

તેમા સાકર ચુર્ણથી ચોગણી, ગોળ બમણો અને પ્રવાહી પદાર્થો ચોગણા નાખવા.

તૈયાર થયેલા અવલેહને તળેથી બોળી ઉચો કરતા લાળના જેવો તાર થાય તથા ચાકણો અને કઠણ લાગે તો તે બરોબર થયો છે. એમ જાણવું.

## ઘૃતાદિ દવાઓ બનાવવાની રીત.

ઔષધોને કલ્પ કરવો તે કલ્ક, એક ભાગ ઘી ચારભાગ અને પ્રવાહી પદાર્થો સોળ ભાગ લઇ ભેગા ઉકાળવા અને પ્રવાહી પદાર્થ બળી જઇ ફક્ત ઘી રહે ત્યા ઉતારી ઘીને ગાળી લેવું તેને ઘૃતસ્નેહ ઔષધ કહે છે.

અને તેલ બનાવવું હોય તો ઉપર પ્રમાણે જ બનાવવું ફક્ત ઘીને બદલે ચાર ભાગ તેલ નાખવું. તે એક પલ સુધી ખવાય છે.

## આસવ બનાવવાની રીત.

ઘણા વખત સુધી દવાને પ્રવાહી પદાર્થોમા આપવી તેનું નામ આસવ કહે છે.

## ધાતુઓ મારવાની રીત.

સોનું. રૂપું, તાંબુ: પીત્તળ, શીશુ અને કલઇ તથા લોઢું એ સાત ધાતુને યોગ્ય વીધી વડે શોધી તેની ભષ્મ કરવામા આવે છે. ( ભષ્મ દરેક ધાતુની કરવાની વીધી વૈદ યાને વૈદક ભાગ બીજામા રસાયન પ્રકરણ જુઓ. )

## ધુમાડી આપવાની રીત.

અજમો ગુગળ વિગેરેની ધુમાડી દેવાય છે.

## નસ્ય.

નાકમાં ભુકી, ઘી, તેલ કે પ્રવાહી પદાર્થ સુઘવા કે તેમા મકવા તેને નસ્ય કહે છે.

## બંધારણ

આકડા, સમુદ્રફેણ કે બીજી દવાઓ ગરમ કરી પેટ ઉપર બંધાય છે. તેને બંધારણ કહે છે.

## મુરબ્બો

મદ કે ખાડની ચાસણીમા દવાને નંખવાથી મુરબ્બો થાય છે.

## પોટીસ.

લીમડા, નગાડે, કાદા કે ઘઉના આટાને પલાળી ઉનો કરી સુગદી બાધવામા આવે છે. તેને પોટીસ કહે છે.

## ક્ષાર.

કેટલાક ક્ષાર કરવા સારૂ વનસ્પતિને બાળી તેની રાખ ચાર ગણા પાણીમા એક દિવસ પર્યંત માટીના વાસણમા પલાળી રાખવી પછી તેને ગાળી લઇ તેની ચાસણી કરવી તેને ક્ષાર કહેર.

## રકતશ્રાવ.

મનુષ્યના શરીરનો બીગાડ કાઢી નાખવા સારૂ તેના શરીરની અદરથી લોહી કાઢવામા આવે છે.

## અજન.

આખમાં આજવાની દવાને અજન કહે છે.

## પુટપાક.

લીલી વનસ્પતિ લાવી કચરી ગેળો કરી ( સુકી હોય તો પાણીમા કચરવી ) તેના ઉપર જાંબુ કેવડાના પાન મુકી સુતર વીટી એક આગળ પુર માટી લપેટી તે ગોળાને અડાયાંના અગ્નિમાં પકવવો. ઉપરની માટી લાલ થાય ત્યારે ગોળો કાઢી તેના ઉપરથી માટી કાઢી નાખી ગોળો નીચોવી રસ કાઢવો તે રસને પુટપાક કહે છે.

પુટપાક એક પલ ભાર પાવો તેમા મદ નાખવુ હોય તો એક રૂપિઆભાર નાંખવું.



# પ્રકરણ ૭ મું.

## ઔષધોપચાર

### તાવ.

આ તાવ આવવાથી આળસ થાય. મન અસ્થિર થાય, શરીર ભારે થાય. મોઢું બે સ્વાદ થાય. જમવા ઉપર અરૂચી રહે, બગાસાં આવે, આખમાથી પાણી વહે, શરીરે ફાટ થાય. અનાજ પચે નહિ. શરીર નિર્મળ થાય નિદ્રા આવે. રૂવાટા ઉભા થાય, પગની પીન્ડી-ઓમા કળતર થાય. શરીર શીથીલ થાય મનમા ગ્લાનિ થાય, ચિડીયો સ્વભાવ થાય, તરસ લાગ્યા કરે, અને શરીર ઉનું થાય છે.

તાવ ૨૫ પ્રકારના છે તે વાત પિત્ત અને કફથી થાય છે. જેમાનો સતત જ્વર, ટાઢીઓ તાવ, એકાતરીઓ વાત, પિત જવર. ફુટી નીકળતો તાવ, સન્નિપાત તાવ, અજીર્ણ જ્વર વિગેરે છે.

સતત જ્વરમા હલકો તાવ, ટાઇફોઇડ તાવ. ટાઇફસ તાવ. અને ઉલટો તાવ છે.

ટાઢીઓ અને એકાતરીઆ તાવમા રાજનો, એકાંતરીઓ. ચો-થીઓ, અને એ નિયમીત ટાઢીઓ તાવ છે.

### (તાવ) જ્વરના ઉપાય.

( ૧ ) કાયફળ. નાગરમોથ, કડુ. કપુરોટ, કાકડાશીંગી અને પુષ્કળ મુળ આ છ ઔષધોને ચુર્ણ કરી મધ કે આદાના રસમાં ચાટવાથી મટે છે.

વળી તે ચુર્ણથી વાત ઉપરાત. કાસ, સ્વાસ. અરૂચિ. વાત, શુળ અને ક્ષય તથા ઉલટી મટે છે.

(૨) હરડાં, બહેડા, આંમળાં અને લીન્ડીપીપરનું ચુર્ણ મધ સાથે

ચાટવાથી મટે છે. તેમજ તે ચુર્ણ કાસ તથા ઉધરસ મટાડી અગ્નિ પ્રદિપ્ત કરી ઝાડાનો ખુલાસો કરે છે. ક્ષુદ્રાદિ તથા અયાદિ કવાથ આપવાથી મટે છે.

( ૩ ) નગોડના સુકા મુળને માટીના વાસણમા મુકી તેના બે ચાર છાણા ઢાંકી સળગાવવા અને બરોબર લાગે ત્યારે તેના ઉપર બીજું વાસણ મુકવુ, પછી અગ્નિ શાંત થાય ત્યારે તેમાથી નગોડના બળેલાં મળીયા બહાર કાઢી વાટી તેની રાખ ભરી મુકવી તે રાખ એકથી બે વાલ પાણી મધ કે શીરાની સાથે આપવાથી મટે છે.

## વાતજવર.

આ વાત વર્ષાઋતુમા વાયુ પ્રકૃતિવાળાને થાય છે, તે તાવમા બગાસાં આવે છે, તેના ઉપર લઘુ સુદર્શન ચુર્ણ તેમજ સુદર્શન ચુર્ણ આપવાથી ફાયદા થાય છે.

**પિત્તજ્વર**--આવવાથી આખમાં દાહ થાય છે. મલમુત્ર પીળાં થાય છે. તે શરદ રૂતુમા આવે છે તેના ઉપર પર્પટાદિ કવાથ પટોલાદિ કવાથ, તથા દ્રાક્ષાદિ કવાથથી ફાયદો થાય છે.

( ૪ ) ઉભી ભોંયરીંગણી, બેઠી ભોયરીંગણી, સુંઠ, ધાણા, અને દેવદાર એ પાચેનો ઉકાળો સર્વ તાવ મટાડે છે.

( ૫ ) આમળાં, ચિત્રો, હરડે, લીન્ડીપીંપર અને સિન્ધાલુણનું ચુર્ણ સર્વ તાવ મટાડી કફ પણ મટાડે છે.

( ૬ ) કરીયાતુ, વાળો, કડુ, ગળો અને નાગરમોથ દરેક અકેક તોલો લઇ તેનો કવાથ સવાર સાજ પાવો.

## ટાઇફસ [ ચૌદ દિવસનો ] તાવ તથા ટાઇફોઇડ ( એકવીસ દિવસનો તાવ. )

આ તાવ ઝેરી છે. તે સન્નિપાતને મળતા છે. તેમાં કિવનાઇન

આપવાથી આરામ થાય છે.

[૧] ક્વીનાઇન ૧૦ ગ્રેન, પાણી ૩ ઔંશ, વછનાગનો અર્ક ૧૫ મિનીમ અને ડાઇલ્યુટ સલ્ફ્યુરિક એસિડ ૪૦ મીનીમને મિશ્ર કરી તેને દિવસમા ત્રણ વખત આપવાથી ફાયદો થાય છે.

(૨) તાલીસપત્ર ૧ રૂપિઆભાર, મરી બે રૂપિઆભાર, સુંઠ ૩ રૂપિઆભાર, લીંડીપીંપર ચાર રૂપિઆભાર, વંશલોચન પાચ રૂપિઆ-ભાર અને એલચી તથા તજ અર્ધા અર્ધા રૂપિઆભાર લઇ સર્વનું ચુર્ણ કરવું. અને તેને બત્રીસ રૂપિઆભાર સાકરની ચાસણી કરી તેમા નાખી ગોળી વાળવી તે ગોળી ખાવાથી મટે છે. વળી તેથી ગોળી ઉધરસ, શ્વાસ, શરદી, ઝાડો, અતિસાર, પાણીનો શોષ, આ-ધ્માન વાત, બરોળ સંગ્રહણી અને પાન્ડુ રોગ મટે છે.

(૩) હરડા, બહેડા, આમ્બળાં, હળદર, દારૂહળદર, ઉભી ભો-થરીગણી, બેઠી ભોંયરીગણી, કચુરો, સુંઠ, મરી, લીન્ડી પીપર, પીં-પરીમુળના ગંઠાડા, મોરવેલ, ગળો, ધમાસો, કડુ, પીત્તપાપડો, નાગ-રમોથ, ત્રાયમાણ, વાળો, લીંમડાની છાલ, પુષ્કરમુળ, જેઠીમધ, કડા-છાલ, અજમો, ઇન્દ્રજવ, ભાળંગીની છાલ, શરગવાના બી, ફુલાવેલી ફટકડી, ઘોડાવજ, તજ, પદ્મકનું લાકડું, કાળો વાળો, સુખડ, અતિ વિષની કળી, બળદાણાનાં મુળ ( ચીકણ મુળ ) સમેરવે વાવડીંગ, તગર, ચિત્રો, દેવદાર, ચવક, પટોળના પાદડાં, વિદારી કંન્દ, લવંગ; વંશલોચન, કમળ, આસન, તમાલપત્ર, જાવંત્રી, અને તાલીસ પત્ર સર્વ સરખે ભાગે લઇ તેથી અર્ધો અર્ધ ભાગ કરીયાતું મેળવી તેનું ચુર્ણ કરવું. તેને સુદર્શનચુર્ણ કહે છે તે સર્વ તાવ અને ત્રિદોષ મટાડેછે.

આ ચુર્ણ સર્વ પ્રકારના તાવ મટાડે છે. વળી ઉદરસ કમળો પાન્ડુ અને વા તથા શુળ મટાડે છે. તે ટાઢા પાણીમા પીવું. અજ-

મોદાદિ હીંગોળી કે ખેરાદિ કવાથ આપવાથી ફાયદો થાય છે.

**કફજવર**—આવવાથી ભૂખ લાગતી નથી. મળમુત્ર ધોળા થાય છે અને શરીર ભારે થાય છે તે વસંત ઋતુમાં આવે છે. તે ઉપર ગળોનો કવાથ, કટફલાદિ ચુર્ણ, શુંઠ્યાદિ ચુર્ણ તથા પટોલાદિ કવાથ આપવાથી મટે છે.

## ગાંઠીઓ તાવ.

જેથી તાવ આવી વળણમા કે બગલમા ગાંઠ નીકળે છે તેને પ્લેગ કહે છે. આ રોગ અસાધ્ય ગણાય છે. અભયાદિ કવાથ, દ્વાત્રિશાંગ કવાથ, દ્રાક્ષાસવ સાથે તેમ ત્રિફલાદિ કવાથ, લીંબડાની અંતર છાલ કાળીજીરી વાવડીંગ વિગેરે સાથે આપવાથી મટે છે ચંદ્રપ્રભા ગોળીથી પણ મટે છે.

## ટાઢીઓ તાવ (મેલેરીઆ તાવ).

આ તાવ મલેરીયાથી ઉત્પન્ન થાય છે.

(૧) અર્ધો તોલો કાળા મરી તથા તેટલીજ સાકર તાવ આવતા પહેલા ચાવી જવા તે પછી બે કલાક લગી પાણી પીવું નહિ. ત્રણ દિવસ ચાવવાથી બંધ થાય છે.

(૨) કૌચા ૦।।। તોલો લઇ શેકી વાટી આટો કરવો તેમાં તેટલુજ ખાવાનુ મીઠું નાખી મિશ્ર કરી સવારમા ફાકવું ઉપર ટંડું પાણી પીવું, એમ સાત દિવસ ખાવાથી મટે છે.

(૩) કાચકાના પાન ૮ તોલા લઇ કચરી તેનો રસ ત્રણ તોલા, ૧ તોલા મધ સાથે મેળવી દહાડામા ત્રણ વખત પીવાથી મટે છે.

(૪) હરડા, બહેડાં, આમળા, અરડુસો, ગળો, કડુ, વજ અને સુંઠ એકેક તોલો લઇ શેર પાણીમા ઉકાળી કવાથ કરી સવાર સાંજ બે દિવસ પીવાથી મટે છે.

## જીર્ણજ્વર.

આ તાવમા હાડામા આવે છે. અને હંમેશાં ચઢયો રહે છે તેથી શરીર સુકાઇ જાય છે ભુખ લાગતી નથી અને ઝાડો ખુલાસે થતો નથી. અને હાડામા તાવ રહે છે.

સિતોપલાદિ કવાથ. અમૃતામોદક. લઘુ પંચમુળનો કવાથ આપવાથી મટે છે

સુગન્ધી સમેરવો. ઉભી અને બેઠી ભોંયરીંગણી અને ગોખરૂ. એ સર્વના મુળ અધ કચરા કરવા તે મુળ ૧ ભાગ, દુધ આઠ ભાગ તથા પાણી ૩૨ ભાગ લઇ સર્વને ઉકાળવા અને પાણી બળી જાય કે તુરત દુધ નીચે ઉતારવુ તે દુધ પીવાથી સર્વ પ્રકારના જીર્ણજ્વર મટે છે. વળી ઉધરસ શ્વાસ, માથાનાં શુળ અને બીજા તાવ પણ મટે છે

ગળોનો કવાથ લીન્ડીપીપરના મુળ સાથે પીવાથી જીર્ણજ્વર મટેછે.

બેઠી ભોંયરીંગણી ગળો અને સુંઠનો કવાથ લીન્ડીપીપર સાથે પીવાથી મટે છે.

**વાતપિત્તજ્વર**—કે જેમા વાયુ તથા પિત્તનુ જોર હોય છે તે કિરાતાદિ, ત્રિફલાદિ પર્પટાદિ, મધુકાદિ તથા નિદિગ્ધાદિ કવાથ આપવાથી મટે છે.

**કફવાતજ્વર**-તેમા કફ તથા વાયુનું વધારે જોર હોય છે. તે ઉપર ગુડુચ્યાદિ, દ્રવ્યાદિ, ચાતુર્ભદ્રાદિ દશમળાદિ તથા લઘુક્ષુદ્રાદિ કવાથ આપવાથી મટે છે.

**કફપિત્તજ્વર**—તેમા કફ તથા પિત્તનુ જોર હોય છે તેમા પટોળાદિ કવાથ પીવાથી મટે છે.

**તાવ સાથે ઉલટી હોય તો**—ગળોનો કવાથ મધમા પાવો.

લીમડાની અંતર છાલનું પાણીની તથા સાકર નાખીને પાવી જેથી મટે છે.

**તાવ સાથે દમ હોય તો**—મોરની પીંછાની રાખ તથા દ્રાક્ષાદિ-શાંગ ક્વાથ પીવાથી મટે છે.

જ્વર સાથે ઉદરસ હોય તો લઘુક્ષુદ્રાદિ ક્વાથ, કૃષ્ણાદિ ચુર્ણ તથા નિદિગ્ધાદિ ક્વાથ આપવાથી મટે છે.

**જ્વરાતિસાર**—તાવ સાથે ઝાડા હોય તો નાગરાદિ, ગુડુચ્યાદિ હિંગુરાદિ તથા કુટજાષ્ટક ક્વાથ આપવાથી મટે છે.

**આગંતુક જ્વર**—શસ્ત્ર વિગેરેના ઘાથી તેમજ કોઇપણ પ્રકારના અચાનક ભયથી આવતો તાવ આગંતુક કહેવાય છે.

તજ, તમાલપત્ર એલચી, નાગકેસર ચણકબાબ, અગર કેસર લવીંગ વગેરે પદાર્થો લઇ ક્વાથ કરી પાવાથી મટે

**વિષમજ્વર, સન્તત જ્વર એકાંતરિઓ તથા ચોથીઓ તાવ.**

ઉપરના તમામ વિષમજ્વર કહેવાય છે. આ તાવ અનિયમિત ચડે ઉતરે છે કોઇ સાથે ટાઢ વાય છે. કોઇ વખત દાહ થાય છે કોઇવાર સાધારણ અને કોઇવાર ઘણો આવે છે. તેની દવા.—

(૧) સુંઠ ગળો નાગરમોથ, વાળો ધાણા કરીઆતુ તેનો ઉકાળો કરી દરરોજ બે વખત પીવો.

(૨) પટોળ લીમડાની અંતરછાલ ગળો વરીયાળી કરીયાતાની પાદડી દરેક એકેક તોલો અને ઇન્દ્રજવ ૦॥ તોલો સર્વ દવાને ગરમ પાણીમા પલાળી બીજે દિવસે તે પાણી ગાળી લઇ ત્રણ વખત પીવાથી મટે છે.

**સંતત જ્વર**—પટોલાદિ ક્વાથ આપવાથી મટે છે.

**ચતુર્થીકજ્વર**—તે ચોથે દિવસે આવે છે, જુના ઘીમા હીંગ ઘસીને તાવવાળાને ત્રણ વખત નાકમા સુંઘાડવાથી ચોથીઓ તાવ મટે છે.

વાસાદિ ક્વાથ ભારગાદિક્વાથ તે મજ્મુસ્તાદિ ક્વાથ આપવાથી મટે છે.

**તૃતીયક જ્વર**—ત્રીજે દિવસે આવેછે. મોથ ગળો,સુખડ રતાજલી અને ધાણા અર્ધો અર્ધો તોલો ખાડી અછેર પાણીમા ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ઉતારી તેના બે ભાગ કરી સવાર સાંજ પીવો એમ દરરોજ નવા નવા ઉકાળી પીવાથી એકાતરીયો તાવ મટે છે. તેમ લઘુ સુદર્શન ચુર્ણ આપવાથી મટે છે.

કાળીદ્રાક્ષ, હરડે, વરીયાળી, ગરમાળો, કરીયાતુ, કડુ અને પિત પાપડો પોણો પોણો તોલો લઇ તેનુ ચુર્ણ કરી બશેર પાણીમા ઉ-કાળી ચોથો ભાગ રહે ત્યારે ઉતારી ત્રણ વખત પીવાથી પિત્ત વિકા-રનો તથા શરદીનો તાવ મટે છે. તમામ પ્રકારના વિષમ જ્વરો ટાઢીયા આતરીયા કે વિષમ જ્વરો તથા મુઝારાની ગાદને માટે, પિત્ત-ના તાવ માટે અભયાદિ ક્વાથ, પીપરના ચુર્ણ સાથે પીવાથી મટે છે. જરૂર પડે તો સાથે ચંદ્રપ્રભા ગોળી આપવી.

## સન્નીપાત જ્વર.

આ તાવથી શરીરે લાહ્ય બળે, શરીર ઠંડુ પડી જાય, સાંધામા પીડા થાય, માથુ દુખે, આખો ફાટે, ગળુ રૂંધાઇ જાય, ખરબચડી જીભ થાય, થુંક આવે તરસ લાગે, ઘણા ઝાડા પેશાબ થાય શરીરે રાતાં ચાઠા પડે, નાડીયો ફુલી જાય, પેટ ચડે અને કાનમાથી અવાજ નીકળે.

(૧) બેઠી ભોયરીંગણી, સુઠ, કાળો અને પુષ્કરમૂળ એ ચા-રેનો ક્વાથ પીવાથી સન્નિપાત જ્વર મટે છે તથા શ્વાસ, ઉધરસ, અને શુળ મટે છે.

(૨) હરડે, નાગરમોથ, ધાણા, રતાજળી, પદમકનું લાકડું, અરડુસી, ઇન્દ્ર જવ, વાળો, ગળો, ગરમાળાનો ગોળ, કાળી પાટ,

શુંઠ અને કડું એ સર્વનો ક્વાથ લીન્ડી પીંપરના ચુર્ણ સાથે પી-વાથી મટે છે. વળી તે પીવાથી ત્રિદોષ જ્વર, ઉધરસ દાહ, અને તન્દ્રા મટેછે. વળી આરગ્વધાદિકવાથ, અભયાદિકવાથ, દ્વાત્રિંશાગ ક્વાથ, ભારંગ્યાદિ ક્વાથ, બ્રાહ્મસ્યાદિ ક્વાથ, દશમૂળાદિ ક્વાથ, ગ્રંથ્યાદિ ક્વાથ તથા શાઠ્યાદિ ક્વાથ આપવાથી ફાયદો થાય છે.

## ઉદરસ તથા ખાંસી.

આ રોગથી માણસને સળેખમ થઇ આવે છે પછી ખાસી અને ઉધરસ થાય છે તેથી વારંવાર ઉધરસ આવ્યાજ કરે છે પ્રાણ વાયુ વિકાર પામી શ્વાસોશ્વાસના માર્ગને બંધ કરી જે વખત બહાર નીકળે છે તે વખત ફુટેલા કાસાના જેવો અવાજ નીકળે છે તો કાસ અથવા ઉદરસ કહે છે

પીપર અને સુદના ચુરણને જુના ગોળ સાથે મેળવીને ખા-વાથી મટે છે.

ધમાસો, પીપર, મોથ, ભારંગ કાકડાશીગ; પડકચુરો સર્વને જુના ગોળ સાથે મેળવી ચાટવાથી મટે છે.

દાડમ આઠ તોલા, બત્રીસ તોલા ગોળ, બાર તોલા સુંઠ; પી-પર બાર તોલા અને મરી બાર તોલા સર્વ એકત્ર કરી ખાવાથી મટે છે અજીર્ણ મટે છે ધાટો ઉઘડે છે, સળેખમ અને શ્વાસ તથા ખાસી મટે છે.

ઉદરસ સાથે તાવ હોય તો સીતોપલાદિ ચુર્ણ, લવંગાદિ ચુર્ણ સાથે દમ હોય તો ક્ષુદ્રાદિ ક્વાથ,કટફલાદિ ક્વાથ, પિપ્લી ચુર્ણ અને કફ હોય તો દશમળાદિ ક્વાથ, વાસાદિ ક્વાથ તથા કસ્તુર્યાદિ ગુટિકા ખાવાથી મટે છે.

**કટફળાદિ ક્વાથ**—કાયફળ, નાગરમોથ, ભારંગીનાં મૂળ,ધાણા, રોશનું ખડ; પીતપાપડો, ઘોડાવજ, હરડે કાકડાશીંગી, દેવાદ્દરૂ અને

સુંઠ એ સર્વના ક્વાથ કરી પીવાથી ઉધરસ. તાવ. શ્વાસ કફ અને ગળાની અંદર સોજો થવો તે મટી જાય છે.

**સૃગ્યાદિ ચુર્ણ**--કાકડાશીંગી, અતિ વીષની કળી અને લીન્ડી પીંપરનું ચુર્ણ મદની સાથે ખાવાથી ઉધરસ તથા ઉલટી મટે છે.

ગુડાદિ **ગુટિકા**-શુંઠ. હીમજ અને નાગરમોથ સરખે ભાગે લઇ ચુરણ કરી તેનાથી બમણો ગોળ નાખી ગોળી વાળવી તે ગોળી મોમા રાખવાથી સર્વ પ્રકારની ઉધરસ તથા કાસ મટી જાયછે.

ત્રિફલા **પીપ્લી ચુર્ણ**—હરડા, બહેડા આમળા અને લીન્ડી-પીપર સર્વનું ચુર્ણ મધ સાથે ચટવાથી ઉધરસ. શ્વાસ તથા તાવ મટે છે બધકોગ મટાડે છે અને જઠરાગ્નિને સતેજ કરે છે.

**કોલેરાની** દવા--આને કેટલાક કોળીયું કે ટુટીયું કહે છે આ રોગ ઘણો અસાધ્ય છે તેનાથી ઘણા માણસો મરી જાય છે આ રોગથી પ્રથમ ઝાડા અને ઉલટી થાય છે અને પેટમા ગોળા ચડે છે અને શરીર ઠંડુ પડી કાળું પડે છે. તથા તાવ આવે છે. શરીરનુ ભાન પણ રહેતુ નથી પેટમા વીણા ચુટા થાય છે. હાથે પગે ગોટલા ચઢે છે આખો તથા શરીર તણાઇ જાય છે, અને નાડી મદી પડી જાય છે. તેથી આખો ઊંડી જતી રહે છે. ગળુ બેસી જાય છે અને સાધા ઢીલા થઇ જાય છે.

તેવા ઊપર ( ૧ ) સાલ વોળાટાઇન, ૨૦ મીનીટ. એસેન્સ ઓફ પીપરમીટ ૧૫ મીનીટ અફીણનો અર્ક ૨૦ મીનીમ અને બ્રાન્ડી ૦॥ ઔંસ સઘળું મિશ્ર કરી તેમાં એક ઔંસ પાણી નાખી દર બબ્બે કલાકે ઓસડ આપવાથી ફાયદો થાય છે. દારૂ ન પીતા હોય તો ડુંગળી કે આદાનો રસ આપવો.

( ૨ ) લસણ. જીરૂ, સંચળ. સિંધવ. સુંઠ મરી પીપર અને

હીંગ સર્વે સરખે ભાગે લઇ તેનું ચુર્ણ કરી લીંબુના રસમાં ગોળીઓ વાળવી તે આપવાથી ફાયદો થાય છે.

( ૩ ) ખાલી, સુંઠ અને કાયફળનો કવાથ પીવો.

(૪)કચ્ચાની જડ, અઘાડાનું મળ;ગીમડાની છાલ; લીમડા ઉપરની ગળો અને કડા છાલ સરખે ભાગે લઇ તેમાંથી બે ટાંક ભારનો કવાથ કરી ત્રણ દિવસ પીવાથી કોલેરા મટે છે.

( ૫ ) **અજીર્ણ કંટકરસ**--( માત્રા શોધેલો પારો, શોધેલો વછનાગ, આમળસારો ગંધક એ ત્રણે સરખે ભાગે લઇ તેમના જેટલાજ વજનમા મરી લઇ સર્વને મીશ્ર કરી ચુરણ કરવુ તે ચુર્ણને ખલની અંદર ઉભી ભોંયરીંગણીના ડોડવાના રસમાં ઘુંટીને સુકવવું. એ પ્રમાણે ઉભી ભોયરીંગણીના રસની એકવીસ ભાવના આપવી એટલે એકવીસ વાર તેમા તે ચુરણ ઘુટવું અને સુકવવું પછી તેની ગોળીઓ વાળવી તેનુ નામ અજીર્ણ કન્ટકરસ છે. આની ત્રણ ત્રણ ચણોઠડી જેટલા વજનની એકેક ગોળી ખાવાથી સર્વ પ્રકારના અજીર્ણ તથા કોલેરા મટી જાય છે, આ દવા ઘણીજ અકસીર છે.

વળી હીંગાષ્ટક ચુર્ણ, વારવાર આપવું. લશુન વ્યાધિરસ શેકેલી હીંગ સાથે આપવો. સંજીવની ગુટિકા બબે કલાકે બબે ત્રણ ત્રણ ગોળી આપવી

ફુદિના, લીંબડાના મોર, ડુંગળીના રસમા વાટી બોર જેવડી ગોળીઓ કરી ડુંગળીના રસમા આપવી.

ટીકચર કેમ્ફરના ટીપા વારવાર આપવા.

કસ્તુરીનો અર્ક ૩૦ ટીપા,મરચાનો અર્ક ૨૦ ટીપાં, સ્પી. એમો એરોમેટીક ૨૦ ટીપા આદાનો રસ બે તોલા, ટરપેન્ટાઇન ૧૦ ટીપાં

તથા પાણી ર આંસ મેળવી ચાર ભાગ કરી દરેક ભાગ ત્રણ ત્રણ કલાકે આપવો.

## સંધીવા તથા આમવાતની દવા.

વાથી શરીર રહી જાય છે અને રોગીના સાંધાઓ અકડાઇ જાય છે તેને સંધિવા કહે છે. વાયુ સર્વ નસોને સર્વ દે છે તેથી આમ વાત કોપાયમાન થઇ સાંધાની અંદર જઇ શરીરના ગાત્ર સ્તબ્ધ તથા જડ બનાવે છે અને તેથી અન્ન ખવાય નહિ. તરસ લાગે આળસ આવે તાવ આવે અને શરીર જડ થઇ જાય છે.

ધાન્યાદિ કવાથ—ધાણા, સુંઠ અને દિવેલાનું મુળ સરખે ભાગે લઇ તેનો ઉકાળો કરી પીવાથી મટે છે

રાસનાદિ કવાથ—રાસના ગોખરૂ એરંડાનુ મુળ દેવદાર સાટોડીના મુળ, ગળો અને ગરમાળાનો ગોળ સવનો કવાથ કરી સુંઠના ચુર્ણ સાથે પીવાથી, તમામ જાતના વા સંધિવા ગુદા કેડ પુઠ અને પેટના વા મટે છે તથા ભયંકર આમવાત મટી જાય છે.

**પંચસમ ચુર્ણ**—સુંઠ હરડે લીંડીપીપર નસોતર અને સંચળ સરખે ભાગે લઇ ચુર્ણ કરી ખાવાથી સંધિવા શુળ, જઠરના રોગ હરસ અને આમવાત મટી જાય છે યોગરાજ ગુગળ, ચોપચીની ચુર્ણ, કીશોર ગુગળ મહારાસનાદિ કવાથ બ્રહત મંજીષ્ટાદિ કવાથ, અજમોદાદિ ચુર્ણ અને ત્રયોદશાંગ ગુગળ આપવાથી સંધિવા મટે છે.

કાર્બોનેટ ઓફ અમોન્યા ૧૫ ગ્રે. ટીંકચર ઓફ સિંકોના ૪॥ આંસ. અને કમ્પાઉન્ડ ટીકચર ઓફ લ્યુકના ૧૦ ડ્રામ લઇ મિશ્ર કરી દિવસમા ત્રણ વખત દોઢ આંસ આપવાથી મટે છે.

દીવેલાના મગ ૪ તોલા, સુંઠ ૧ તોલો. પાણીમ ઉકાળી તેમા બે તોલા દીવેલ તથા પા તોલા જવખાર મેળવી સવાર સાજ પાવાથી મટશે

લસણની ચટણી કરી લસણનો રસ કાઢી તેમા તલનુ તેલ તથા સિધવ નાખી મિશ્ર કરી સેવન કરવાથી મટે છે

અફીણ, શુદ્ધ કરેલા ઝેર કચોલા અને કાળા મરી સરખે ભાગે લઇ નાગરવેલના પાનના રસ સાથે ઝીણા ઘુંટી અકેક રતીની ગોળી કરવી અને તે ગોળી ખાઇ ઉપર નાગરવેલનુ પાન ખાવુ તો મટે છે.

સેલીસીલીક એસીડ ૧૫ ગ્રેન. સ્પીરીટ કલોરોફોર્મ ૧૦ ટીપા લાઇકર આમોન્યા, એસીટાસ ૩ ડ્રામ અને પાણી ૩ ઓસ મિશ્ર કરી દિવસમા ત્રણ વખત પીવાથી મટે છે.

**ચિત્રકાદિ ચુર્ણ**--ચીત્રો, શુંઠ, સેકેલી હીંગ લીન્ડીપીપર. પીપરી મુળના ગન્ઠોડા, ચવક ગોડી અજમોદ અને મરી સર્વ અકેક રૂપીઆભાર લેવા સાજીખાર જવખાર સિંન્ધવ.સચળ,બીડલવણ.મીઠુ અને વડાગરૂં મીઠું એ. સાતે ક્ષાર અકેક ટોલ લઇ સર્વનુ ચુર્ણ કરવું પછી તેને બીજોરાના રસની તેમજ દાડમના રસના બીની ભાવના દઇ તડકામા સુકવવુ જે ખાવાથી સંગ્રહિવા, અને વાત સંગ્રહણી અને ગુલ્મ મટે છે. અગ્નિ પ્રદિપ્ત થાય છે અને કફ મટે છે.

## અતિસાર ઝાડો

પેટને અડકે મટી પાતળો ઝાડો થયા કરે તેને અતિસાર કહે છે. આ ઝાડો વારવાર મળની માથે થાય છે અને સાતે ધાતુઓનો જથો વધી જઇ મળની સાથે વારંવાર બહાર નીકળે છે.

વજ અતિવિષ, મોથ. નાગરમોથ, અને ઇન્દ્રજવનો કવાથ પીવાથી મટે છે

લઘુગંગાધરચુર્ણ તથા બીલ્વાદિ ચુર્ણનુ સેવન કરવાથી પિત્તનો ઝાડો મટે છે.

અંકોલના મૂળનો કલ્ક—મધ અને ચોખના ધોવાણમા પીવાથી અતિસાર મટે છે તથા ઝેર ઉતરી જાય છે. તેને અંકોલ મૂળ કલ્ક કહે છે.

વૃદ્ધ ગંગાધર ચુર્ણ છાશમા પીવું તથા આનંદભૈરવ રસ ખાવાથી ઝાડો મટે છે. અફીણ તથા કેસર ચોખાભાર ખાવાથી વાયુનો ઝાડો મટે છે.

**આમરાદિફાન્ટ**—આમ્બાની, જાંબુડાની, વડની અને વડવાઇની કુંપળો તથા વાળો સર્વને કચરી ઉના ખદખદાવેલા પાણીમાં નાખી ટાઢુ પડવા દઇ ગાળી લેવુ તેને આમ્રાદિ ફાંટ કહે છે તે મધ સાથે પીવાથી અતિસાર, ભયંકર મૂર્છા, તાવ અને શોષ તથા ઉલટી મટે છે.

ઝાડા સાથે લોહી પડતુ હોય તો દાડીમાદિ કવાથ વત્સકાદિ કવાથ તથા જાતી ફલાદિ ચુર્ણ ખાવાથી મટે છે

**કપિત્થાષ્ટકચુર્ણ**—કોઠું આઠ ભાગ, સાકર છ ભાગ, દાડમની છાલ, આંબલી બીનો, ધાવણીના ફુલ, બોડી અજમોદ, અને લીન્ડી પીંપર દરેક ત્રણ ત્રણ ભાગ, મરી, જીરૂ, ધાણા, પીપર્ણી મુળના ગંઠોડા વાળો, સંચળ, અજમો, એલચી, તજ, તમાલપત્ર, નાગકેસર, ચિત્રો અને સુંઠ એ તેરે ઓષધ એકેક ભાગ લઇ એ સર્વનુ ઝીણું ચુર્ણ કરવું તેને કપિત્થાષ્ટક ચુર્ણ કહે છે. તે ખાવાથી અતિસાર, ક્ષય, ગ્રહણી વાયાનો ગોળો ચડવો તે અને ગળામા થનારા રોગો મટી જાય છે.

## મરડો આમાતિસાર

ઝાડો ઘણાજ દુખાવા સહિત મરડાઇ મરડાઇને ચુંકની આકડી થઇ અને આવે છે. અને એમ વારંવાર થયા કરે છે.

જાયફળ, ખારેક, અને ચોખુ અફીણ ત્રણ સરખે ભાગે લઇ બરોબર વાટી પાનના રસમા ઘુંટી ચણાના દાણા જેવડી ગોળીઓ બનાવી તે ગાયના છાસની સાથે સાત દિવસ ખાવાથી મરડો મટે છે.

ફુદીનો ૨ ડ્રામ, અજમો ૧ ડ્રામ, એલચી દાણા ૨ ડ્રામ, કાળા મરી ૧ ડ્રામ અને સુંઠ ૧ ડ્રામ સરખે ભાગે લઈ ચુર્ણ કરવું તે-માંથી ૧ કે ૨ ડ્રામ મધ સાથે ચાટવાથી અજીર્ણ, સુંક, મરડો, ઝાડે અને વાયુ તથા હેડકી મટે છે.

બીલીનો ગરભ ગોળ તથા દહીમાં આપવાથી મટે છે.

હીમજ, વરીઆળી અને સુંઠ સરખે ભાગે લઇ દીવેલમા તળી ૦॥ તોલો સાકર સાથે પીવાથી મટે છે.

અતિસારના રોગમા જે દવાઓ બતાવી છે તે દવાઓ ખાવાથી મરડો મટે છે.

સુંઠ, અતિવિષની કળી એકેલી હીંગ નાગરમોથ, કડાછાલ અને ચિત્રો છએ દવાઓ સરખે ભાગે લઇ ચુર્ણ કરી ખાવાથી મરડો મટે છે. તેને સુન્ઠયાદિ ચુર્ણ કહે છે.

કડાછાલ, અતિવિષની કળી, બીલી, નાગરમોથ અને વાળો સ-ર્વનો કવાથ પીવાથી ઘણો જુનો મરડો તથા શુળ અને લોહી પડવું બંધ થાય છે તેને વત્સકાદિમૃત કહે છે

## સંગ્રહણી.

મરડો મટયા પછી કેટલાકને સંગ્રહણી થાય છે તેથી વારંવાર દરરોજ ઝાડા થયા કરે છે ઝાડો થતી વખતે પેટની અંદર ચુકની આકડી આવે છે અને ઝાડો ત્રાસ મારે છે અને વારંવાર પાતળા ઝાડા થયા કરે છે. મરડો જીર્ણ થાય ત્યારે સંગ્રહણી કહેવાય છે.

સુંઠ, પીંપરીમુળ, લીંડીપીપર, ચિત્રક અને ચવક સરખે ભાગે લઇ ચુર્ણ કરી ગાયની છાસમા પીવાથી મટે છે

મોથ, અતિવિષ, બીલી અને ઇંદ્રજવનું ચુર્ણ મધમાં નાખી ચાટવાથી સંગ્રહણી મટે છે.

છાસ પીવાથી ફાયદો થાય છે.

અતિસારની દવામા આપેલું કપિત્થાષ્ટકચુર્ણ ખાવાથી આ રોગ મટે છે.

## આમ્રાદિયવાગુ

આમો, અમ્ભેડો અને જાંબુ એ ત્રણના ઝાડની છાલ ચાર પલ લઇ કચરી પછી તેને ૬૪ પલ પાણીની અંદર ઉકાળવી અને ૩૨ પલ પાણી, બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવી એ ગાળી લીધેલા પાણીમા ચોખા નાખી જાડુ કરવું એ યવાગુ પીવાથી સંગ્રહણી મટે છે.

આ પુસ્તકના બીજા ભાગમા બતાવ્યા મુજબ અફીણને શુદ્ધ કરી અને તે વિધીપૂર્વક ખાવાથી અતિસાર તથા સંગ્રહણી મટે છે.

હિબેરાદિ કવાથ પીવાથી મટે છે

## ઉટાંટીયું

આ રોગ બાળકને થાય છે તેમા ઉધરસ ચઢે છે તે એકી ટશે ઘણી વખત આવે છે તે ચેપી રોગ છે.

કાંટાશેળીઆની છાલનો ઉકાળો પાવે. ભોયરીંગણીનો ઉકાળો મધ સાથે પાવો તથા કંટારીકા અવલેહ ( આ પુસ્તકનો બીજો ભાગ જુઓ) આપવાથી મટે છે.

છાતીપર કપડાનો શેક કરવો તથા હીમજી હરડે અને મીંઢીઆવળ (સોનામુખી) સરખે ભાગે લેઇ દોઢ માસો ગાયના દુધમા વાટીને તે દુધ ગાળીને એક ચમચો પીવો તેથી મટે છે.

ઉદરસની દવાઓ આપવાથી આ રોગ મટે છે.

## મબારખી.

આ રોગ નાનાં છોકરાંને થાય છે.

સુરોખાર, મરી. તથા હળદર એકેક પૈસાભાર લઇ તેમા લીં—

ગુનો રસ ૨॥ પૈસા ભાર લઇ મેળવી ચાટે તો દરદ મટી જાય છે.

તારા એમન ૨ પૈસાભાર, મરી, પીંપર, કરીયાતાની પાંદડી એ સર્વે બબ્બે પૈસા ભાર લઇ વાટી ખાંડી બબ્બે પૈસા ભારની એક ગોળી કરી દરરોજ સવારે એક ગોળી ટાઢા પાણી સાથે પીવરાવવાથી મબારખી મટે છે.

## સલેખમ

આ રોગ શરદીથી થાય છે તેથી નાકમાં બળતરા થઇ વારંવાર પાણી નીતર્યા કરે છે તથા માથું ચઢે છે અને ઝાડો કબજે થાય છે. વા અને લોહી માથામા પ્રવેશ કરે છે એટલે માથાની અંદર રહેલો કફ નાકની અંદરથી ગળ્યા કરે છે. અકલગરો, પીંપરીમુળ, પીપર, ધેળા મરી સરખે ભાગે લઇ ચુર્ણ કરી પાનની સાથે ફાકવાથી મટે છે. તજ, લવીંગ; સુંઠ, વિગેરેને કચરી કપાળ ઉપર લેપ કરવાથી મટે છે. સિતોપલાદિ ચુરણ મદમા ખાવાથી મટે છે. અરડુસીનો સ્વરસ મદમા ચાટવાથી મટે છે.

આર્દ્રક સ્વરસ—આદાનો સ્વરસ મદની સાથે પીવાથી સળેખમ મટે છે. ઉદરસ, શ્વાસ, અરૂચિ અને વ્રષણ વાત મટે છે.

ખસખસના ફોતરાં ૨ પૈસાભાર, સુંઠ ૧ પૈસાભાર, ધાવડીનાં ફુલ ૧ પૈસાભાર, એ સર્વે દશ શેર પાણીમ ઉકાળી ૧ શેર પાણી બાકી રહે ત્યારે લુગડે ગળીને સુતી વખતે ૩ રાત સુધી પીએ તો મટે.

એલચી તથા લવીંગ અકેક પૈસાભાર મોમા રાખે તો મટે. સરસીયુ તેલ સુંઘવાથી સળેખમ મટે છે.

## સસણી કે વળાધ.

એ રોગ નાના છોકરાને થાય છે. ઉધરસ આવે છે અને ગળું બોલે છે તેથી તાવ આવે છે, શ્વાસ રૂંધાય છે, અને પાંસળીઓ ઉછળે છે.

શુંઠ્યાદિ ચુર્ણ મદમા ક્ષુદ્રાદિ ક્વાથ મદમાં, સુદર્શન ચૂર્ણ આપવાથી તેમજ કંટકારી અવલેહ હરીતકી અવલેહ(જુઓ ભાગ ૨) આપવાથી મટે છે.

તજ, તમાલપત્ર, એલચી અરધો તોલો, પીંપર ૨ તોલા, સાકર, દ્રાક્ષ, જેઠીમધ અને ખજુર ચાર ચાર તોલા લઇ વાટી મદ-સાથે નાના બોર જેવડી ગોળીઓ વાળી તે રોજ બે ચાર ખાવી અને નાના છોકરાને દરરોજ અર્ધી ગોળી દુધ સાથે ઘસીને પાવી.

ઉદરસ હોય તો.

ઉદરસની દવાઓ આપવાથી આ રોગ મટેછે. અરડુસીનાં પાનને ગરમ કરી રસ કાઢી મદ સાથે પાવો. વાસ કે કપુરનું ચુર્ણ મદસાથે પાવું.

બાળકને તાવ આવતો હોય તો કૃષ્ણાદિ ધનાદિચુર્ણ આપવું. ઝાડો થતો હોય તો અજમોદાદિ ગુટિકા, સમંગાદિ ક્વાથ આપવો તથા એરંડીઆનો જુલાબ આપવો.

## ત્રિદોષ.

આ રોગમા ટાઢ વાય, તાવ આવે છે, ઉદરસ થાય છે. અને કફ નીકળે છે, શ્વાસ ઉતાવળો ચાલે છે તથા વાત, પિત્ત અને કફ ત્રણે દોષો કોપાયમાન થવાથી આ રોગ થાય છે.

દ્રાક્ષ, દેવદાર, કડુ નાગરમોથ, આંમળાં, ગળો, હરડે ગરમાળો, કરીયાતું અને પિત્તપાપડો દરેક અકેક રૂપીઆભાર લઇ બે પડીકાં સરખે ભાગે કરી દરરોજ દોઢશેર પાણીમા એક પડીકું ઉકાળી આઠમો ભાગ રહે એટલે ઉતારી તે પાણી પીવું તે પ્રમાણે બીજું સાંજે પીવું. જેથી ત્રીદોષ મટે છે.

હરડે, સિંધવ, લીંન્ડીપીંપર અને શુંઠ ચારે સરખે ભાગે લઇ પાણીમા વાટી કલ્પ કરી પીવાથી ત્રિદોષ મટે છે.

**લવંગાદિ ચુર્ણ**—લવીંગ, શુદ્ધ કપુર, એલચી, તજ, નાગકેસર જાયફળ, કાળો વાળો, શુંઠ, શાહજીરૂ, કાળુ અગર, વંશલોચન, બાળછડ, કાળું કમળ, સુખડ લીંડીપીપર તગર વાળો અને ચણકબાબ સર્વનું ચુર્ણ કરી તેમાં તે ચુરણના અર્ધા ભાગ જેટલી સાકર ભેળવવી તે લવંગાદિ ચૂર્ણ ખાવાથી ત્રિદોષ મટે છે. એટલુંજ નહિ પણ, હૃદરોગ, કન્ઠ રોગ, ઉદરસ, હિકકા, દાહ, સળેખમ, અતિસાર, પ્રમેહ, અરૂચી, વાયુ, અને સંગ્રહણી મટે છે તથા બળ આપે છે.

## ક્ષય.

ઘણા દિવસ ખાંસી થાય છે તેમાથી કફ પડે છે અને દિવસે દિવસે આ રોગ વૃદ્ધિને પામી ધાતુ ક્ષય કરે છે, અને શ્વાસ તથા હાંફ ચઢે છે અને શરીર સુકાતું જાય છે, વીર્ય નાશ પામે છે અને મજ્જા ધાતુ નાશ પામે છે. દરેક ધાતુને ક્ષીણ કરી શરીર ક્ષીણ કરે છે. તેથી શ્વાસ ચઢે છે, હાથ, પગ અને શરીર થાકી જાય છે. કફના ગળફા પડે છે, તેથી ઉલટી થાય, ઉદરસ આવે, સ્ત્રી સંગની ઇચ્છા થાય, તાવ ભર્યો રહે અને આખો ધોળી થાય છે.

અરડુસીના રસ અને ભોયરીંગણીનો રસ ચાર ચાર ભાર લઇને તેમા મધ તથા પીપરનું ચુર્ણ નાખી ખાવાથી ક્ષય મટે છે.

લવીંગ કકોલ, સુગંધી વાળો, સુખડ, તગર, નીલકમળ, શાહજીરૂ, એલચી, કાલુ અગર, નાગકેસર, પીંપર, શુંઠ, વીરણવાળો, જટામાસી, બરાસ, જાયફળ અને વંશલોચન સર્વે સરખે ભાગે લઇ તેનું અર્ધ સાકર નાખી ચુર્ણ કરવું તેથી ક્ષય મટે છે. વળી મંદાગ્નિ ઉધરસ, હેડકી, અરૂચી, પીનસ, સંગ્રહણી, અતિસાર, લોહી વિકાર, પ્રમેહ, ગોળા તથા શ્વાસ અને બંધકોશ મટે છે.

અતિસારના રોગમા કહેલુ કપિત્થાષ્ટક ચુર્ણ ખાવું જેથી

ક્ષય મટશે, ઉધરસના રોગમાં બતાવેલું કટફલાદિ ચુર્ણ ખાવથી પણ ક્ષય મટે છે.

કોડલીવર ઓઇલ તથા કાચનાર ગુગળથી મટે છે.

**સિતાપલાદિ ચુર્ણ**—સાકર ગોળ કર્ષ, વંશલોચન આઠ કર્ષ, લીન્ડી પીપર ચાર કર્ષ, એલચી ૨ કર્ષ અને તજ ૧ કર્ષ સર્વ લઇ તેનું ચુર્ણ કરવું તેને શિતોપલાદિ ચુર્ણ કહે છે. તે મદ અને ઘીની સાથે ખાવાથી ક્ષય મટે છે તથા ઉધરસ શ્વાસ. હાથ પગની દાહ, મદાગ્નિ તાવ, ઉર્ધ્વગત રકતપિત પુડનું મળ અને અરોચક રોગ મટે છે.

દ્રાક્ષાસવ, અભ્રકભસ્મ, સુવર્ણ માક્ષીકભષ્મ તથા પચામૃત પર્પટીરસ ( જુઓ વૈદ્ય યાને વેદક ભાગ ૨ ) લોહભષ્મ તથા અભ્રક ભષ્મ સાથે આપવાથી મટે છે.

## દમ-શ્વાસ.

આ રોગમા ઉધરસ થાય છે અને તેમાથી શ્વાસ એકીટસે ચડે છે અને શ્વાસ બરોબર નીકળવાથી મુઝામણ થાય છે. અને જયારે તેને દમ ચડે છે ત્યારે શ્વાસ એટલો જોરથી ચડે છે. કે જાણે તેનો જીવ હમણા નીકળી જશે. દમ થવાથી ગળો નીકળે. પેટ ચડે મોઢું ફીકકુ થાય અને પેટ ખેંચાઇ શ્વાસ ચડે છે.

ભોંયરીંગણી અને જેઠી મદનું ચુરણ ઘી તથા મદમા ચાટવાથી શ્વાસ મટે છે.

ધંતુરાની રાખ મદમા અંઘેડાના ખાર મદમા ચાટવો, સુંઠ તથા ભારંગ મુળનો કવાથ પીવો. હળદર, મરી, દ્રાક્ષ, પીપર રાશના, અને કચુરો સરખે ભાગે લઇ ચુરણ કરી એક ટાંક ગોળ અને સરસીઆમાં ચાટે તો દમ મટે છે.

પીંપર, મીંઢળ, તથા સિંધાલુણનું ચુરણ કરી ગરમ પાણી સાથે પીવાથી કફ પડીને દમ મટે છે.

ઉધરસના રોગમા કહેલો કટફલાદિ કવાથ પીવાથી અથવા ગુડાદિ કવાથ પીવાથી દમ મટે છે.

**કરાતાદિ કષાય**—કરીયાતુ, વડુ, નાગરમોથ, ધાણા, ઇંદ્રજવ, સુંઠ, સમેગ્વો, ઉણી અને બેઠી ભોયરીગણી, ગોખરૂ, બીલી, અરણી, અરડુસો, શવન, પાટલા ( પાડળ ) એ સર્વના મળ તથા દેવદાર અને ગજપીંપર સર્વનો કવાથ પીવાથી મટે છે તથા સન્નિપાત જ્વર ઉધરસ. ઉલટી, હિકક, તન્દ્રા, હ્રદયરોગ અને પાસ્વાતિ રોગ મટે છે.

## પ્રમેહ-પરમીયા-મીઠો પરમીયો.

આ રોગથી મત્ર માર્ગમા સોજો થઇ પાકે છે અને તેમાથી પરૂ વહે છે, અને શરીર દુર્બળ પડી જાય છે.

પ્રમેહના ઉપાય કરવાથી મીઠો પરમીયો મટે છે.

આમળા, હરડે અને બેહા કેસુડા તથા કાળી દ્રાક્ષને ચોખાના ધોવણમા બે ત્રણ કલાક પલાળી રાખીને પીવાથી પ્રમેહ મટે છે.

ગળોનો અથવા આમળાંનો રસ મદ સાથે પીવાથી મટે છે.

ચાર તોલા આમળાં કચરીને સોલ ચણા પાણીમા આઠમો ભાગ રહે ત્યા સુધી ઉકાળી તેમા ચાર માસા હળદર અને મદ નાખી પીવાથી મટે છે.

ફળત્રિકાદિ કવાથ હળદરના ચુર્ણ સાથે પીવો, ચંદ્રપ્રભા ગોળી ઉત્તમ છે તથા ત્રિફળાનો કવાથ મદ સાથે પીવો.

કડાનાં મળની છાલ, અસાણાની છાલ, નાગરમોથ અને ત્રિફલાનો કાઢો કરી પીવાથી મીઠો પરમીયો મટે છે.

અભ્રખ ભષ્મ અથવા લોઢાની ભષ્મ ખાવાથી પ્રમેહ મટે છે.

( ભસ્મ બનાવવાની રીત આ પુસ્તકના બીજા ભાગમા જુઓ )

આમળા તથા ગળોનો રસ હળદર સાથે પીવો, રાત્રે ધઉં પલાવી સવારે વાટી તેમા પાણી તથા સાકર નાખી પીવું.

**ગોક્ષુરાદિ ગુગલ**–ગોખરૂ ૨૫ પલ લાવી તેને અધકચરાં કરી તેનાથી છ ધાણું પાણી રેડી તેને ઉકાળવું અર્ધું પાણી રહે ત્યારે તે કાઢાને ગળી લઇ તેની અંદર શુદ્ધ કરેલો ગુગળ ( ગુગળ શુદ્ધ કરવાની રીત આ પુસ્તકના બીજા ભાગમા જુઓ, ) સાત પળ નાખી અને ઉકાળવું અને તબેથાથી હલાવવું અન પાક સરખો જાડો કાઢો થાય ત્યા સુધી ઉકાળી તેમા શુંઠ, મરી, પીપર, હરડા બહેડા, આમળા અને નાગરમોથ અકેક પળ લઇ ચુર્ણ કરી નાખવુ પછી તેને મિશ્ર કરી ગોળીઓ ખાવાથી પ્રમેહ, મુત્રકચ્છ, પ્રદર, મુત્રે-ધાતક વાતરકત વાતરોગ શુક્રદોષ અને પથરી રોગ મટી જાય છે.

## ઉપદંશ–ચાદિ- ગરમી–ટાકી.

શરીરની અંદરના ગુપ્ત અવયવ જે જે ઉપસ્થ ( લીંગ ) ઇં-દ્રિય કહે છે તેના ઉપર ફોલ્લી થઇ તે ફોગઇ જાય છે અને ચાંદી પડે છે, તે રોગ ગરમીના રોગવાળી સ્ત્રી સાથે મૈથુન કર્યાથી થાય છે તેમ અત્યંત મૈથુન કરવાથી, રજસ્વળા સાથે કે નવી પ્રસુત થ-યલી સ્ત્રી સાથે મૈથુન કરવા વિગેરે કારણોથી શિસ્નપર ચાંદી પડે છે.

ત્રિફળાના કવાથથી તથા ભાગરાના રસથી ચાદીઓ ધોવી હરડા, બેડા, તથા આમળા બાળી રાખ કરી સીંધવ સાથે મ મા મેળવી લેપ કરવાથી મટે છે.

સોપારીને પાણીમા ઘસી લેપ કરવાથી ચાંદી મટે છે.

કડવા પરવળ, લીંબડો, ત્રિફળા, કરીઆતું તેનો કવાથ કરી તેમા શુદ્ધ ગુગળ નાખીને તેમા ત્રિફળાનું ચુર્ણ નાખી પીવાથી ગરમીના રોગ મટે છે.

કડવા લીંબડાના પાંદડા અને ખડી સાકર એકત્ર વાટી સાત દિવસ સુધી સવારમા ખાવાથી ચાંદી મટે છે.

**અસ્વત્થાદિશૃત**-પીંપરો, ઉબરો, પીપર, વડ અને નેતર સર્વના મુળનો કવાથ કરી તે પાણીથી ધોવાથી ચાદી, ગુમડું અને શોથ મટી જાય છે.

**કરવીર મુળલેપ**—કણેરના મુળને પાણીમા વાટીને પછી તેનોલેપ લીંગ ઉપર કરવાથી ચાદી અસાધ્ય હોય તો પણ જલદી મટી જાયછે.

**રસાજનાદિ લેપ**—રસવંતી, શરપદો, અને હરડે ત્રણે સરખે ભાગે લઇ તેમને બારીક વાટી મ ની અ દર કાલવીને લીંગ ઉપર ચોપડવાથી મટે છે.

કાન્ટાશેળીઆનું દુધ ચોપડવાથી મટે છે.

અહતમ ઉષ્ટાદ કવાથથી મટેછે. કેશરાદિ ગુટિકાથી ફાયદો થાયછે.

**બદ.**

સાથળના વળામણમા કે બગલમા ગાઠ થાય છે અને તેની દવા ન કરવાથી મોટી થઇ ફાટે છે તેને બદ કહે છે તેની પીડાથી તાવ આવે છે અને ગાઠની અંદર સણકા આવે છે તથા શરીરે દાહ થાય છે.

બેરજો (રાજન), પીળુ મીણ, અને આસી દરેક પાચ પાચ રૂપિઆ ભાર લેવું. પ્રથમ મીણને એક વાસણમા ઉનું કરવું પછી તે ઓગળી જાય ત્યારે તેમા બેરજાનો ભુકો નાખવો તે એકરસ થાય ત્યારે તેલ રેડી થોડો વખત ઉનુ કરી પછી નીચે ઉતારી લુગડે ગળી કાચના વાસણમા ભરી રાખવું પછી તે મલમની પટી મારવી તેથી મટશે.

મોતીની છીપને બાળી રાખ કરવી તે રાખ જેટલો ફુલાવેલો ટંકણખાર તેમા નાખવો. પછી બંનેને તેલમા નાખી ગરમ કરી તેમા સફેત કાચું મીણમત્તિનુ મીણ નાખવું ને ગરમ કરવું એટલે મલમ થશે તેની પટી મારવાથી પણ બદ મટી જશે.

લીબડાના પાન થોડા પાણીમા વાટી હળદર તથા ઘી નાખી ગરમ કરી પોટીસ બાધવી તેથી મટે છે.

લસણ ભીલામુ તથા સરગવાની છાલ પાણીમાં વાટી થેપલી મુકવી તેથી મટશે. પારાનો મલમ લગાડવાથી મટશે.

### ધાતુક્ષય.

આ રોગથી વીર્ય (ધાતુ) પશાબને રસ્તે જાય છે તેથી દિવસે દિવસે શરીર સુકાય છે અને અશક્ત આવે છે. મન ચિંતાતુર રહે છે, વાયુ કોપાયમાન થઇ અને વિર્યની અંદર દાખલ થઇ વીર્યનો નાશ કરે છે. તેને ધાતુપાતરોગ કહે છે.

આંબળો, ગળો, અને ગોખરૂ ત્રણે સરખે ભાગે લઇ તેનું ચુર્ણ કરી સાકરમા ચાટવાથી ધાતુ બંધ થાય છે.

ત્રમગર્મીથી ધાતુ જતી હોય તો આકરભાદિ ચુર્ણ તથા મુસલ્યાદિ ચુર્ણ આપવાથી બંધ થાય છે

કવચા અને બદામ દુધની સાથે ખાવાથી મટે છે

**માષાદિ માદક**—અડદની દાલનો લોટ, ઘઉનો મેદો, જવનો લોટ, ચોખાનો લોટ અને લીન્ડીપીપરનુ ચુર્ણ એકેક પળ મિશ્ર કરી પછી અઢી પળ ગાયનુ ઘી લઇ તેમા ઉપરની ચીજો નાખી સેકવી. સેકાઇ રહ્યા પછી તેમા સાડાસાત પળ સાકર અને પંદર પળ પાણી નાખીને ધીમે તાપે ઉકાળવું. જ્યારે પાક તૈયાર થાય ત્યારે તેને નીચે

ઉતારી ગોળીઓ વાળવી તે રોજ એકેક પળ ભાર ખાવી અને તેના ઉપર ચાર પળ દુધ પીવુ. ખાટુ ખારૂં ખાવું નહિ આ લાડુ ખાનારો ઘણી સ્ત્રીઓ ભોગવ્યા છતા ક્ષીણ થતો નથી. અને વીર્ય ની વૃદ્ધિ થાયછે.

**શતવર્યાદિ ચુર્ણ**—શતાવરી, ગોખરૂ કૌચા ગગેટી, અતિબલા અને એખરો સરખે ભાગે લઇ તેનું ચુરણ ગાયના દુધમા પીવાથી વીર્ય વૃદ્ધિ થાય છે. ધાતુપુષ્ટીન. વધુ ઉપાયો ભાગ ૨ મા જુઓ

મૂત્રકૃચ્છ્ર—મૂત્રગાડ.

મૂત્ર માર્ગનો ભાગ સાકડો થઇ જવાથી કે તેમા સોજો આવવાથી પેશાબ છુટથો થતો નથી અને પરાણે પેસાબ થાય છે તેને મૂત્રકૃચ્છ કહે છે.

વાત, પીત અને કફ ત્રણે દોષો કોપાયમાન થઇ અને મુત્ર માર્ગને પીડા કરે છે જેથી રહી રહીને પીડાની સાથે આ રોગથી પેશાબ પરાણે થાય છે.

સરગવાની મળનો ક્વાથ ગરમ પીવો

ગોળ મેળવીને ઉનુ દુધ પીવું તેથી મટે છે ખપાટના મળનો ક્વાથ પીવાથી મટે છે

ગળો, સુઠ, આમળા આસન અને ગોખરૂના ઉકાળો કરી પીવાથી વાયુ અને મૂત્રકૃચ્છ મટે છે.

છાશ અને ગોળ આઠ આઠ તોલા પીવાથી મટે છે.

**એલાદી ક્વાથ**- એલચી, જેઠીમધ, ગોખરૂ, રેણુકબીજ, એરંડાનુ મુળ, અરડુસી, લીન્ડીપીપર અને પાષાણ ભેદ સર્વ નો ક્વાથ કરી શીલાજીત સાથે પીવાથી મુત્રકૃચ્છરોગ તથા પથરી મટે છે.

ઉપકાદિગણ ચુર્ણ—ખારો. શોધેલું મોરથુથું (મોરથુથુ શોધવાની વિધી બીજા ભાગમા જોવી) સેકેલી હીંગ; શોધેલી સફેત હીરાકસી (શોધવાની વિધી બીજા ભાગમા જોવી) સિધવ અને શિલાજીત નું સર્વ ચુરણ ખાવાથી મુત્રકચ્છ, પથરી, વાયાનો ગોળો ચઢવો; મેદ અને કફ રોગ મટે છે.

## પથરી અસ્મરી.

આ રોગમા મુત્ર માર્ગમા પેશાબના ક્ષારનો વધારો થઇ પથરી બાઝે છે અને તેથી પેશાબ બંધ થાય છે.

એલદિ કવાથ મુત્રકચ્છના રોગમા આપેલો છે તે પીવાથી મટે છે. આદુ, જવખાર હરડે તથા દારૂહળદરનુ ચુર્ણ દહીંના મઠામા પીવાથી મટે છે.

અરડુસી, એલચી, જેઠીમધ પાષાણભેદ, પીપર પીત્તપાપડો ગોખરો અને દીવેલાના મુળનો કવાથ કરી તેમા ચાર માસા શીલાજીતનું ચુર્ણ નાખી પીવાથી મુત્રકચ્છ, પથરી અને શર્કરા રોગ (મધુપ્રમેહ) મટે છે. કડાની છાલ દહીમા ઘસી પીવાથી પથરી મટે છે.

મુત્રકચ્છના રોગમા કહેલું ઉપકાદિગણ ચુર્ણ ખાવાથી મટે છે. પ્રમેહના રોગમા કહેલ ગોક્ષુરાદિ ગુગલ ખાવાથી આ રોગ મટે છે. શોધેલી હીરાકસી (હીરાકસી શોધવાની વિધિ વૈદ યાને વૈદક ભાગ ૨ મા જુઓ) ખાવાથી મટે છે.

ગોખરુનું ચૂર્ણ મદમા મેળવી સાત દિવસ બકરીના દુધમા પીવુ. તેથી મટશે.

## પાડુ રોગ.

આ રોગથી શરીરનું લોહી સુકાઇ જાય છે અને શરીર ધોળું

પુણી જેવું થાય છે. અને ફોકકુ પડે છે તથા નબળાઇ આવે છે. ચા-મડીનો રંગ ધોળો પીળો કે લીલો થાય છે અને શરીર તેજહીન થાયછે. અન્ન ખાવાપર અરુચી થાય, તાવ આવે શ્વાસ ચઢે અને ભ્રમ થાય છે.

ગળોનો અથવા લીંબડાનો કે દારૂહળદરનો રસ અને મદ પીવાથી મટે છે.

શીલાજીત, મદ, વાવડીંગ હરીતકી, અને સાકરનું સરખે ભાગે ચુર્ણ કરી પંદર દિવસ સુધી મદમા ખાવાથી પાહુરોગ મટે છે.

ત્રિફળા કવાથ, વર્ધમાન પીપ્પલી તથા લોહભષ્મ અને ચંદ્રપ્રભા ગુટિકા લેવાથી મટે છે તેમજ મંડુરની ભષ્મ (આ ભષ્મ બનાવવાની વિધી વૈદ્ય યાને વૈદક ભાગ ૨ મા જુઓ) ખાવાથી આ રોગ મટે છે.

ખદિરારિષ્ટ-પાચશેર ખેરની છાલ,દેવદાર પાચશેર, બાવચીના બી ૧૨ પલ, દારૂહળદર વીસપલ. હરડા, બહેડા અને આંબળા ત્રણે મળી ૨૦ પલ સર્વ લઇ અધકચરા કરી આઠ દ્રોણ પાણીમાં ઉકાળવા અને એક દ્રોણ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવા. ટાઢું થાય ત્યારે તેની અંદર મદ અધમણ, સાકર દશશેર, ધાવડીના ફુલ ૨૦ પલ, ચણકબાબ, નાગકેસર, જાયફળ, લવીંગ, એલચી, તજ અને તમાલપત્ર સાતે પદાર્થો અકેક પલ તથા લીંડીપીંપર ચાર પલ લઇ ચુરણ કરી પછી મદ નાખી સર્વ ઓષધો એકઠા કરવાં અને ધીના રીઢા માટલામા નાખી કપડછન્દ કરી તે દવાને એક માસ સુધી તેની અંદર રાખવી આ દવાએ માસ પછી પીવાથી, મહા કુષ્ટ, પાહુ રોગ, ગ્રંથી, કૃમીરોગ, ઉદરસ, શ્વાસ, બરોળ, ઉદરરોગ, ગોળો અને અર્બુદ રોગ તથા સર્વ જાતના કોઢ મટે છે.

## રક્તપિત્ત

આ રોગમા શરીરમાથી લોહી અને પિત્ત, યોની, લીંગ અને ગુદા દ્વારા તેમજ શરીરના સાંધાવાળા ભાગમાથી આંગળીઓના ટેર-વામાથી, તેમ ચામડીના દરેક રૂવાટામાથી બહાર નીકળે છે. અને શરીર દુબળું પડી જાય છે. દાતમાથી લોહી નીકળે છે અને હાથ પીંડીઓમા ગાંઠો બાઝી જઇને રક્તશ્રાવ થાય છે અને ઝાડો કબજ થાય છે.

**ગુડુચ્યાદિ કવાથ**—ગળો ધાણા કાળોવાળો, સુંઠ, વાળો, પીત પાપડો, બીલી, અગ્નિવીપની કળી, કાળી પાટ રતાજલી, કડાછાલ કરી-યાતું નાગરમોથ અને ઇદ્રજવ સર્વનો કવાથ કરી ઠંડુ થયા પછી મધ સાથે પીવાથી તાવ અતિસાર તથા રક્તપીત મટે છે.

કાગ લોદર, રસવતી અને આકડાની માટી સરખે ભાગે લઇ તેનુ ચુરણ અરડુસીના કવાથ સાથે મધ સાથે મેળવી દશ દિવસ પીવાથી મટી જાય છે.

જેઠીમધ સાકર રક્તચન્દન અરડુસો અને વાળો એનો ઉકાળો કરી મધ તથા સાકર સાથે પીવાથી મટે છે.

**આમ્રાદિ હિમ**—આંબો, જાંબુ અને અર્જુન વૃક્ષ-ધોળો સાજડ ( સાદડ ) ત્રણે વૃક્ષની છાલને કચરી છગણા પાણીમા રાતના પલાળી મૂકી સવારના પહોરમા ગાળી લેવુ તે સવારમા મધ સાથે પીવાથી રક્તપીત રોગ મટી જાય છે

**અષ્ટવર્ગ ચુર્ણ**—શતાવરી ૨ ભાગ, આસન બે ભાગ, ભોય-રીંગણી ૨ ભાગ અને કુકરકન્દ બે ભાગ લઇ ચુર્ણ કરી ખાવાથી રક્તપીત મટે છે, તેમજ તાવ, વાતરોગ વૃંય, ખરજુ, શીત શોધ અને દાહ મટે છે. આ ચુર્ણ ગર્ભસન્ધાનકૃત છે.

## કંઠમાળ-ગંડમાળા

આ રોગમા મેદ અને કફને લીધે ગળામા ગાંઠો થાય અને મોટી થાય છે અને પાકે છે. વળી બગલ, ખભા, ડોક. ગળુ પેઢુ અને સાથળોના સાધાઓમા બોર કે લીંબુ જેવડી ઘણી ગાંઠો નીકળી પાકે છે તેને કંઠમાળ કહે છે. ચિતા વાઘનુ હાડકું ઘસીને તેમ સિંધવ નાખી ગળા ઉપર માસ છ સુધી ચોપડે તો મટી જાય છે

નગોડ અને વરીયારી પાણીમા વાટી અને ગાંઠા ઉપર લેપ કરવાથી કંઠમાળ મટે છે.

કાચનાર ગુગળ. કિશોર ગુગળ, ત્રિફળા ગુગળ,ચંદ્રપ્રભાગુટિકા. કેસરાદિ ગુટિકા અમૃત ગુગળ. પ્રહત મંજીષ્ટાદિ કવાથ તથા દશમૂળાર્ગાદ ખાવાથી મટે છે.

ધોળી ગરણી તથા ઇંદ્રિવરણાના મુળ અને વજ ત્રણે ગાયના મુતરમા વાટી લેપ કરવાથી ગંડમાળ મટે છે

ગોરખમુન્ડીનો સ્વરસ બે પલ પીવાથી ગંડમાળ અપચી ગ્રંથિ અને કમળો મટે છે તેને અલમ્બુષા સ્વરસ કહે છે.

કાચનારના ઝાડની છાલનો કવાથ સુન્ઠના ચુર્ણ સાથે પીવાથી ગન્ડમાલ મટે છે. તેને કાચનારત્વ કવાથ કહે છે.

વરણાના ઝાડની છાલનો કવાથ મધ સાથે પીવાથી મટે છે તેને વરૂણ ત્વચ કવાથ કહે છે.

સર્ષવ સરગવાના બી. શણના બી, જવ અને મુળાના બી એ એએ ચીજો સરખે ભાગે લઇ ખાટી છાસમા વાટી અને લેપ કરવાથી મટે છે તેને સર્ષપાદી લેપ કહે છે

**નીગુંન્ડી તેલ**--દુધીઆ વછનાગના નળનો કલ્ક એક ભાગ

તલનુ તેલ ચાર ભાગ નગોડનો રસ સોળ ભાગ તથા પાણી સોળ ભાગ લઇ સર્વને મિશ્ર કરી તેલ બાકી રહે ત્યા સુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું, આ તેલનું નસ્ય આપવાથી કરમાળ મટે છે.

## વાત રકત પત્ત રોગ

આ રોગથી સાંધા ઢીલા થાય છે. શરીર જડ બને છે. અને શરીરે ચાઠીઓ પડી ગોળ ચકરડા ( ચાઠીઓ ) નીકળે છે. હાથ પગની આંગળીઓ વાંકી વળી ખરવા માડે છે, અને આથી ચામડી તપ તપે છે. અને બળતરા થાય છે. શરીર જડ થઇ કાળુ પડે છે. અને આ રોગ આખા શરીરે પસરી જાય છે તે અસાધ્ય ગણાય છે.

પ્રમેહના રોગમા આપેલી ગોક્ષુરાદિ ગુગળની દવા ખાવાથી વાતરકત મટે છે.

ગળોનો રસ બે તોલા અને મધ બે મિશ્ર કરી પીવાથી મટેછે.

મંજીષ્ટાદિ કવાથ,ચંદ્રપ્રભાદિગુટિકા, કિશોરગુગળ,ગોક્ષુરાદિગુગળ. તેમજ ત્રિફળા ગુગળ અને અમૃતામૃતનું સેવન કરવાથી ફાયદો થાયછે.

ગરમાળો, ગળો અને અરંડીઆનો ઉકાળો કરી શુદ્ધ ગુગળ ચાર માસા, તથા દીવેલ બે તોલા નાખી પીવાથી વાતરકત, માથાનો દુખાવો અને ઢાલ્લા મટે છે

પિપલસરી, રાળ, મીણ, મજીઠ સરખે ભાગે લઇ વાટી તેમા ચાર ગણું દુધ નાખી તેલમા ઉકાળી ને તેલ ચોપડવાથી પત મટેછે.

**અમૃતાદિકવાથ** ગળો,એરંડાનું મૂળ અને અરડુસી એ ત્રણેનો કવાથ દિવેલની સાથે પીવાથી આખા શરીરમા થએલો વાતરકત મટે છે.

**અમૃતાઘૃત**--લઇ અધકચરી ગળો સોળ ભાગ તથા પાણી

ચોસઠ ભાગ બન્નેને ઉકાળી ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારી પાણી ગાળી લેવું એ રીતે તૈયાર કરેલો ગળોનો કાઢો (ઉકાળો) સોળ ભાગ, દુધ સોળ ભાગ, ઘી ચાર ભાગ અને ગળોનો કલ્ક એક ભાગ લઇ બધી ચીજો એકઠી કરી ઘી બાકી રહે ત્યા સુધી ઉકાળી લેવું. આ ઘી પત્ત રોગ તથા ભયંકર કોઢ મટાડે છે

કોકલાદિ કવાથ—આસન અને ગળોનો કવાથ કરી સહજ ઉને ઉનો પાવાથી વાતરકત મટશે. ચણી પાળવાથી ૨૧ દિવસમા વાતરકત મટશે

## હરસ મસા

વાતદિદોષો કોપાયમાન થઇને ત્વચા મસા અને મેદને દુષ્ટ કરીને ગુદાની આસપાસની કીનારી ઉપર અથવા અંદર સક્કરાની અંદર શીરાઓ (માસના અંકુરોના જાળા ફુલીને) વધવાથી જે મસા થાય છે. તેને હરસ કહે છે.

નાગકેસરનુ ચુર્ણ, કાળા તલ તથા સાકર સાથે માખણમ આપવાથી મટે છે.

સુરણપુટપાક પંચસમચુર્ણ મરીચાદિ, શમશર્કરા ચુર્ણ, હર્શરોગ ગુટિકા, પથ્યાદિ તથા પ્રાણાદિક ગુટિકા તથા અલ્હતસુરણવટી આપવાથી મટે છે.

પીંપળ, સિંધવ, કે સરસડીઆના ફળ એ સર્વને થોરના કે આકડાના ચીગથી વાટેલો કલ્ક હરસ ઉપર લગાડવાથી હરસ મટે છે.

સુંઠ સાટોડી અને ચિત્રક સર્વનો ઉકાળો કરી દુધમા પીવાથી હરસમા ઘણો ફાયદો થાય છે. દશમુળારીટ, કુકજાવલેહ આપવાથીમટેછે.

પીપળાની લાખ. હળદર જેઠીમદ, મજીઠ, નીલવમળ સર્વને

સરખે ભાગે લઇ વાટી બકરીના દુધ સાથે રોજ ૨ ટાંક ૪૯ દિવસ ખાવાથી હરસ મટે છે.

લીંબોળીની મીંજ, અને એળીઓ બને બરાબર વાટી પાણી સાથે ખલમાં લસોટી એકેક રતીની ગોળીઓ વાળી રોજ ૨૧ દિવસ સુધી ૨ ગોળી રસવંતીના રસ સાથે સવારમાં પીવાથી દુઝતા મસા મટી જાય છે.

હપુષાદિ ચુર્ણ—પલાસી, હરડાં, બહેડા, આમળા, ત્રાયમાણ, લીન્ડીપીંપર, દારૂડીનું મૂળ, નસોતર, કાંટાવાળા થોરનુંમુળ, કડુ, ઘોડાવજ, ગળીનો છોડ, સિંધવ અને સંચળ સરવે ચીજો સરખે ભાગે લઇ ચુર્ણ કરી ઉના પાણી, દાડમનો રસ, ગાયનું મુતર વિગેરે અનુપાનો સાથે આપવાથી હરસ મટે છે. તેમજ અજીર્ણ, બરોળ, કમળો, પાંન્ડુરોગ, કોઢ, ઉદરરોગ અને આધ્માનવાત રોગ મટે છે.

સુરણવટીકા—સુકા સુરણનું ચુરણ ૩૨ ભાગ, ચિત્રો ૧૬ભાગ શુન્ઠ ૪ ભાગ અને મરી ૨ ભાગ સર્વે સરખે ભાગે લઇ ચુર્ણ કરી તેમા તેનાથી બમણો ગોળ નાખી તેને ચુર્ણ સાથે ભેળવી ગોળીઓ વાળવી તે ગોળીઓ ખાવાથી હરસ મટે છે, સંધિવાના રોગમા કહેલું પંચસમ ચુર્ણ ખાવાથી આ રોગ મટે છે.

## જલંદર-જલોદર

આ રોગમા શરીરની ચામડી નીચે પાણી એકઠું થઇ આખા શરીરે સોજા ચઢે છે અને પેટ ઉપર સોજો ચઢે છે. પેટમા પાણી ભરાય છે, પાણી ભરાયાથી પેટ મોટું દેખાય. ચારે બાજુ શુળ ફુટે અને પેટ લચક લચક હાલે છે તથા પાણીને વહેનારી નસો અશકત થઇ જાય છે.

જવખાર સિંધવ અને ત્રિકટુનું ચુર્ણ ગાયની છાસ સાથે પીવાથી જળોદર મટે છે.

સિંધવ અને રાઇ સરખે ભાગે વાટી ગાયના મૂત્રમા પીવાથી મટે છે.

**પુનર્નવાદી** ક્વાથ—સાટોડી, દારૂહળદર, કડુ, પરવળ, હરડે, લીબડો, મોથ, સુંઠ, અને ગળો સર્વનો ઉકાળો કરી તેમાં શુદ્ધ કરેલો ગુગળ તથા ગાયનું મુતર નાખી સવારમા ખાવાથી જળોદર મટે છે. ઉપરાત ઉદરરોગ, પાંડુ, શુળ, અને શ્વાસ મટે છે.

**પંચકોલચુર્ણ**—લીંન્ડીપીંપર, ચવક, શુન્ઠ, ગંઠોડા અને ચિત્રો સર્વનું ચુર્ણ કરી ખાવાથી ઉદરરોગ, જળોદર, કફ, શળ અને અરોળ તથા ગુલ્મ રોગ મટે છે.

**મરીચાદિ ચુર્ણ**—મરી, ચિત્રો અને સંચળ ત્રણેનું ચુર્ણ છાસ સાથે નિત્ય ખાવાથી ગ્રહણી ઉદરરોગ, અરોળ, હરસ, મંદાગ્નિ રોગ અને ગુલ્મરોગ તથા જલંદર મટે છે.

## અજીર્ણ–મંદ જઠરાગ્નિ.

ખાધેલો ખોરાક પચે નહિ, અંધકાશ થાય, અથવા એકદમ ઝાડા થઈ ન પચેલો ભાગ નીકળી જાય, અને ભૂખ લાગે નહિ, પેટ ચડે, ખાટા ઓડકાર આવે, માથું ચડે વિગેરે થઇ ભૂખ લાગતી નથી તેને અજીર્ણ કહે છે.

સિંધવ ૧ ભાગ, પીંપરી મળના ગંઠોડા ૨ ભાગ, પીપર ૩ ભાગ, હરડે ૭ ભાગ, ચવક ૪ ભાગ, ચિત્રક ૫ ભાગ, અને સુંઠ ૬ ભાગ મિશ્ર કરી ચુર્ણ કરવું, તે ખાવાથી સર્વ પ્રકારના અજીર્ણ મટે છે. અગ્નિકુમાર રસ, લઘુક્રાવ્યાદિ રસ (ભાગ ૨ જુઓ) આપવાથી મટેછે. લસણ, જીરૂ, સિંધવ, સંચળ, સુંઠ, મરી, પીંપર, અને હીંગ સરખે ભાગે લઇ ચુરણ કરી લીંબુના રસમા ગોળીઓ વાળવી તે આપવાથી તુરતજ અજીર્ણ મટે છે. તેને લસણાદિ ચુરણ કહે છે.

**ગુડપિપ્પલી વટી**કા--લીંડીપીપર ૧ ભાગ અને ગોળ બે ભાગ લઇને તેની ગોળી વાળી ખાવાથી મટે છે.

**અગ્નિમુખ ચુર્ણ**—પાચક ચુર્ણ--લશનાદિ, વજ્રાક્ષાર ચુર્ણ, હરીતયકાદિ ચુર્ણ આપવાથી મટે છે.

**મન્ડુરવટિ**—હરડા, બહેડા, આંબળા, સુંઠ, મરી. લીંડીપીપર ચવક, પીપરીમુળના ગંઠાડા, ચિત્રો, દેવદાર, સુવર્ણ માક્ષીક ભષ્મ (આ ભષ્મ બનાવવાની રીત વૈદ યાને વૈદકના ૨ જા ભાગમાં જોવી) તજ, દારૂ હળદર નાગરમોથ અને વાવડીંગ સવ એકેક કર્ષ લઇ ચુરણ કરી તેમનાથી બમણી મન્ડુરભષ્મ (આ ભષ્મ બનાવવાની રીત આ પુસ્તકના બીજા ભાગમા જોવી.) નાખી તેમા આઠ ગણું ગાયનું મુત્ર નાખી ઉનુ કરી પકાવવું પછી ગોળી વાળવી તે ગોળી છાસની સાથે પીવાથી અજીર્ણ મટે છે તથા બરોળ, કમળો, પાડુ, પરમીઓ હરસ, કોઢ, કફ, બરોળ અને ઉરૂસ્તમ્ભ રોગ મટે છે.

સિન્ધુવામક ચુર્ણ—સિંધવનું ચુરણ કરી ઉના પાણી સાથે પાવાથી ઉલટી થઇ અને અજીર્ણ મટી જશે. શખવટી તથા ગધક વટી આપવાથી મટે છે.

## હીસ્ટીરીઆ

માનસિક નબળાઇથી આ રોગ થાય છે. આ રોગ થવાથી દરદી ઘણા ઢોંગ કરે છે. જેમકે, ખેચ તાણ, હસવુ, રડવું, ધુણવુ, બુમે. પાડવી, ગોળો ચડવો, ઉલટી થવી, બોલવુ બધ થવુ, છાતીમા હીક આવવી વિગેરે ચિન્હ આ રોગથી થાય છે તેમજ ચમક થાય છે અને તાણ આવે છે.

મહારાસ્નાદિ ક્વાથ, તથા યોગરાજ ગુગળથી મટે છે.

હીંગાષ્ટક ચુર્ણ ૩ ડ્રામ, હરડે દળ ૧ ડ્રામ, અને ઝીન્સી વેલેરીન ૩ ગ્રેન મિશ્ર કરી પડીકાં વાળી દિવસમાં ત્રણ વખત પાણી સાથે ફાકવા જેથી ફાયદો થાય છે.

હીંગાષ્ટક ચુર્ણ ૪ ડ્રામ, ઝીન્સીવેલેરીન ૬ ગ્રેન, આમોન્યા ક્લોરાઇડ ૧૦ ગ્રેન, સોડા બાય કાર્બોનાસ ૧૫ ગ્રેન અને આમોન્યા બ્રોમાઇડ ૧૫ ગ્રેન મિશ્ર કરી ચાર પડીકા કરી દિવસમા ચાર વાર ફાકવાથી મટે છે.

સુંઠ, પીંપર મરી અને હીંગ સરખે ભાગે ચુરણ કરવું તે આજવાથી, ચોપડવાથી કે સુંઘવાથી હીસ્ટીરીઆ મટે છે.

સ્ટ્રીકન્યા ગ્રેન ૧, એકસ્ટ્રાકટ બેલાડોના ૮ ગ્રેન, વાલેરીયનેટ ઓફ ઝીંક ૨૪ ગ્રેન તે સર્વમા એક્ષટ્રાકટ હાઇયોસાયમ જોઇએ તેટલુ મિશ્ર કરી ૨૪ ગોળી કરવી અને જમીને એકેક ગળી લેવી.

## બંધકોષ

આ રોગથી ઝાડો ઉતરતો નથી અને ઝાડાનો બંધ થાય છે ત્યારે બંધકોશ થાય છે

નસોતર ૨ ભાગ, પીપર ૪ ભાગ, અને હરડા ૫ ભાગ તેની ગોળની સાથે ગોળી કરી ખાવાથી બંધકોશ મટે છે.

## કૃષ્ણાદિ ચુર્ણ

લીન્ડીંપીપર એક રૂપિઆભાર, નસોતર ૧ પલ, ખાંડ એક પલ લઇ ચુરણ કરી મદમા રૂપિઆ રૂપિઆભારની ગોળીઓ કરવી તે ગોળી ખાવાથી બંધકોશ મટશે તથા ઉદરરોગ, કફ અને પિત્ત તથા આધ્માન વાત પણ મટે છે.

દીવેલ એક ભાગ, હરડા, બહેડા અને આમળાનો ઉકાળો બે ભાગ મિશ્ર કરી પીવાથી જુલાબ થઇ બંધકોષ મટે છે

નસોતર, ઇંદ્રજવ, લીન્ડીપીપર અને સુંઠ સર્વ સરખે ભાગે લઇ તેમનું ચુરણ કરી તે ચુરણ મદ સાથે ખાવાથી જુલાબ થઇ બંધકોષ મટે છે.

અગ્નિમુખચૂર્ણ, ચિત્રકાદિચૂર્ણ, ત્રિફલાપિપ્પલીચૂર્ણ ત્રિવૃતાદિ-ચૂર્ણ, પવિત્ર ચૂર્ણ અને મળશુદ્ધિનું ચૂર્ણ આપવું.

## ચુંક–આંકડી.

આ રોગથી પેટમા ચુંક આવે છે, અને શુળો ભોંકાય છે અને આંતરડાનો મળ ચુંથાય છે તેને ચુંક કહે છે.

એરંડાનું મુળ, ધાણા, બીડ લવણ, જવાસા, હરડે અને હીંગ સર્વનું ચુર્ણ કરી ફાકવાથી ચુંક અને શુળ મટે છે.

હીંગ, તેલ અને સિંધવને ગાયના મૂત્રમાં વાટી ડુંટી ઉપર લેપ કરવાથી ચુંક તથા શુળ મટે છે.

અજમો. સિંધવ, સેકેલી હીંગ, જવખાર અને હરડેની છાલ ચુર્ણ કરી છ માસા ઉના પાણી સાથે ખાવાથી ચુંક તથા શુળ મટે છે.

સુંઠ, હરડે, પીપર, નસોતર અને સંચળ સરખે ભાગે લઇ તેનું ચુર્ણ કરી ઉના પાણીની સાથે ખાવાથી સર્વ પ્રકારના શુળ આફરો, પેટના રોગ, મસા અને આમવાયુ મટે છે

કોલમ, સુંઠ તથા કાળા મરીનો ભૂકો અર્ધા અર્ધા ભાર, અને અફીણ ૧ ધઉભાર તે ચારે ચીજ મદમા વાટીને ચટાડવાથી મટશે.

ઉના પાણીમાં ત્રણથી ચાર ચમચા કાચું દીવેલ પીધાથી મટે છે.

સુંઠ, સંચળ, કાળા મરી, પીંપર દરેક અર્ધો ભાર તથા સીંધવ રૂ. ૨ ભાર લઇ વાટી લુગડે ચાળી બે ભાગ કરી. એક ભાગ મદ સાથે ખાવાથી તથા ઉપર ફુદીનાનો રસ પીવાથી મટે છે.

આરગ્વધાદિ કવાથ, એરંડ કવાથ પથ્યાદિ કવાથ અજમોદાદિ ચુર્ણ, શંખવટી તથા હીંગાષ્ટક ચૂર્ણ આપવાથી મટે છે.

## ગુલ્મ—પેટનો ગોળો—પેટ ચડવું.

ઝાડાનો કબજો થવાથી કે અજીર્ણ થવાથી પેટમાં વાયુને ભરાવો થઇ પેટ ફુલી ડમડમાટ થાયછે, અને શ્વાસ રૂંધાય છે તેને ગુલ્મ કહેછે.

એરંડાનું મૂળ, બીલીનો ગર્ભ, પીંપળાનું મુળ અને શુંઠ સર્વનો ઉકાળો કરી, સિંધવ તથા બીડલવણ અને શેકેલી હીંગ તેમા નાખી પીવાથી ગોળો મટે છે.

કુવારના પાઠાનો ગરભ ૦॥ તોલો લઇ તેમા ગાયનું ઘી મિશ્ર કરી તેમા, ત્રિકટું, હરડે અને સિંધવ સર્વનું ચુરણ કરી ભભરાવી ખાવાથી ગોળો મટે છે

અજમો શેકેલી હીંગ સિંધવ, જવખાર, સંચળ અને હરડેની છાલ સરખે ભાગે લઇ વાટી ચુર્ણ કરી ૨ ટાંક પાણી અગર દ્રાક્ષાસવ સાથે ખાવાથી ગોળો મટે છે.

ઉષકાદિચૂર્ણ—મુત્રકચ્છના રોગમા આપેલુંછે. તે ખાવાથી મટે છે.

હરડે અને રગતરોહીડો બંનેનો કવાથ કરી જવખાર અને લીન્ડીપીંપરના ચુરણ સાથે સવારના પહોરમા પીવાથી મટે છે, વળી બરોળ, યકૃત અને ઉદરરોગ પણ મટે છે.

બૃહદદાડિમાષ્ટક ચૂર્ણ—દાડમની છાલ આઠપલ. લીન્ડી પીંપર, પીપરીમળના ગંઠોડા, અજમો, મરી, ધાણા,જીરૂ, અને સુંઠ અકેક પલ વંસલોચન રૂપિઆભાર, તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર ચારે એક કોલ લઇ સર્વનુ ચુરણ કરવું તે ખાવાથી ગુલ્મ મટે છે તથા અતિસાર, ક્ષય, ગ્રહણી, મન્દાગ્નિ, સળેખમ અને ઉદરસ મટે છે.

શંખવટી વજ્રક્ષાર ચુર્ણ, અભયાદિ મોદક તથા અભયારીષ્ટ તેમ કુમારીકાસવ (ભાગ ૨.) આપવાથી મટે છે.

## કૃમી-કરમ પડવા.

પેટમા નાના આતરડામા જીવ ઉત્પન્ન થાય છે તેને કરમ કહે છે. શરીરના અને બહારના ભાગમા રહેનારા ૨૧ કૃમીઓ છે તે રોગને કૃમીરોગ કહે છે.

સુઠ, વાવડીંગ, અને બિલામાનું ચુર્ણ મધમા ચાટવાથી કરમ મટે છે ઇંદ્રિજવનુ ચુર્ણ હીંગ સાથે ખાવાથી કરમ મટે છે.

કુબ્રીનો કે ખાખગના બીજનો રસ ચોખાના ધોવણ સાથે ચાટવાથી કૃમી મટે છે.

વાવડીગ, સિંધવ, કંપીલો, હરડેની છાલ અને જવખાર સવે સરખે ભાગે લઇ વાટી ૨ ટાક છાસની સાથે પીવાથી કરમ મટે છે

ચિત્રકાદિ ચુર્ણ—ચિત્રો, હરડા, બહેડા, આંબળાં, નાગરમોથ વાવડીગ, સુઠ, મરી અને લીંડીપીંપર સર્વે સરખે ભાગે લઇ તેમનું ચુરણ કરવું અને પછી સાથે તેટલીજ લોઢાની ભષ્મ મેળવી મધ તથા ઘી સાથે ચાટી ઉપર છાશ અગર ગાયનુ મુત્ર પીવાથી કૃમિ મટે છે. તથા પાડુ રોગ હૃદ-રોગ, ભગન્દર, કોઢ. ઉદરરોગ, મદાગ્નિ અને અરૂચી મટે છે.

ત્રિફલાદિ કવાથ—હરડા, બહેડા, આબળા, દેવદાર, નાગરમોથ ઉન્દરક અને શરગવાની છાલ એ સર્વનો કવાથ કરી લીડીપીપર અને વાવડીગના ચુર્ણમા ખાવાથી કૃમિઓ મરી જાય છે અને કૃમિ રોગ મટે છે. વાળો પણ મટે છે.

કૃમી કુઠારરસ, રામબાણ રસ (બીજા ભાગ જુઓ) તથા કૃમિઘ્ન ગુટિકા ખાવાથી મટે છે.

## ઉલટી.

શરીરના વાત, પિત્ત અને કફ દોષો ને વાયુ વિકારવાળો થઇ

અને મુખ વાટે ઉલટી થઇ ઓકારી કાડે છે તેને ઉલટી કહે છે.

એલાદિચૂર્ણ, જબુસ્વરસ, મવાનીખાડવચુર્ણ તેમ હરડેનું ચુરણ મદ સાથે ચાટવાથી ઉલટી મટે છે. દુધ તથા ચુનાનુ નીતરેલું પાણી પીવાથી ઉલટી મટે છે. દ્રાક્ષ ૪ તોલા અને આમળા ૪ તોલા દોઢ શેર પાણીમાં પલાળી ચોળી કાઢી તેમાં ચાર તોલા મદ અને સાકર નાખી પીવાથી ઉલટી મટે છે.

એલચી, ડાગરની ધાણી, લવીંગ, નાગકેસર, લીંડીપીંપર, કાંગ, બોરના ઠળીઆની મીજ, મોથ અને સુખડ સરખે ભાગે લઇ ચુર્ણ કરી તે ચુરણ એક તોલો અને મદ ૨ તોલા તથા સાકર ૨ તોલા લઇ મિશ્ર કરી ચાટવાથી ભયંકર ઉલટી એકદમ બંધ થાય છે.

શૃંગ્યાદિચૂર્ણ—કાકડાશીંગી, અતિવિષની કળી અને લીન્ડી પીંપર ત્રણેનું ચુરણ કરી મદ સાથે ચાટવાથી ઉદરસ, તાવ અને ઉલટી મટે છે.

પટોલાદિ ગણ કવાથ--પટોલ, રતાજ્લી, મોરવેલ, કડુ, કાળીપાટ અને ગળો સર્વનો કવાથ પીવાથી ઉલટી મટે છે તથા પિત્ત, કફ જવર બળતરા અને કન્ડુ મટે છે.

ગુડુચ્યાદિગણ કવાથ--ગળો, ધાણા, લીંબડાની છાલ, રતાજલી અને પદમક પાચેનો કવાથ કરી પીવાથી ઉલટી મટે છે તથા સર્વ પ્રકારના તાવ તૃષ્ણા, અરૂચી, બળતરા મટે છે અને જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે.

### હૃદય રોગ--( રક્તાશય ) મૂર્છા.

આ રોગથી ફેર આવે છે. છાતીમા વીણા ચુંથા થાય છે, છાતી ઘેરાય છે. હૃદયમાં ચીરાતું હોય તેવુ દરદ થાય છે અને શોષ પડે છે. તથા વ્યથા થાય છે.

સીતોપલાદિચુર્ણ દશમૂળ ક્વાથ તથા દ્રાક્ષાસવ ( ભાગ ૨ ) આપવાથી મટે છે.

પીંપળનું ચુરણ અને માખણ બીજોરાના રસમા ખાવાથી શુળ. હૃદય રોગ અને ક્ષય મટે છે.

કાસકી, બળદાણા આસુંદરાના કવાથથી તથા જેઠીમધના કલ્પથી પકાવેલું ઘી ખાવાથી હૃદયરોગ મટે છે.

શેકેલી હીંગ, ચિત્રા, સુઠ, વજ, હરડેદળ અને જવખાર, પીં- પર.બીડલવણ, સંચળ, પુષ્કરમૂળ અને ઉપલેટ સર્વનું ચુર્ણ કરી જવના પાણી સથે પીવાથી શુળ, હૃદયરોગ, અજીર્ણ અને કોલેરા મટે છે.

પીંપરનું ચુર્ણ મદમા ચાટવાથી મૂર્છા મટે છે.

મીઠી દાડમના રસમા સાકર મેળવી શરબત કરી પીવાથી મર્છા મટે છે.

**કાંકાયન** ગુટિકા—અજમો, જીરૂ, ધાણા, મરી, ગરણીનાબી, બોડી અજમોદ, કલાજીજીરૂ એ ચારે ઔષધ ચાર ચાર શાણ, શેકેલી હીંગ છ શાણ, જવખાર, સાજીખાર, સિંન્ધવ સંચળ, બીડલવણ, મીઠું, વડાગરૂ મીઠુ અને નસોતર એ આઠે દવા આઠ આઠ શાણ. નેપાળાનુ મૂળ, કચુરો, પુષ્કળ મુળ, શહતર, વાવડીંગ, દાડમની છાલ, હીમજ ચિત્રા, અમ્મતવેતસફળ અને સુંઠ એ નવ દવાઓ સોળ સોળ શા- ણ એ રીતે ઉપરની સર્વ દવાઓનું ચુરણ કરી બીજોરાના રસમા ગોળી વાળવી તેને કાકાયન ગુટિકા કહે છે તે ઘી દુધ કે મદ કે ઉના પાણી સાથે ખાવાથી ગોળો મટે છે મધ સાથે ખાવાથી. વાયાનો ગોળો, ગાયના દુધ સાથે ખાવાથી પિત્તગુલ્મ, ગાયના મુત્ર સાથે ખાવાથી કફ ગુલ્મ, દસ મૂળ સાથે ખાવાથી ત્રિદોષ ગુલ્મ તથા ઉંટડીના દુધ સાથે ખાવાથી સ્ત્રીઓનો રકત પ્રદર મટે છે. ઉપરાંત હૃદરોગ, ગ્રહણી, શુળ, કૃમીરોગ અને હરસ મટે છે.

## યકૃત (લીવરનો) રોગ—કાળજાનો રોગ

અન્ન પચાવવાના પકવાશયમા હરકત થવાથી યકૃત રોગ થાય છે. કાળજામા લોહીનો સચય થવાથી, યકૃતના સોજા અગર વમનથી, કાળજામા ચરબીનો કે પીત્તનો વધારો થવાથી અને યકૃતના કામમા વધઘટ થવાથી કાળજાના (લીવરના)રોગ થાય છે. અને ઝાડા કબજ થાય છે. ઉલટી થાય છે,પેટ ચડે છે. કાળજુ ઓસરી જવાથી કઠણ થાયછે, અજીર્ણ થઇ કમળો થાય છે.

કુંવરપાઠાનો રસ, હળદરનું ચુર્ણ મેળવી પાવો

### કમળો.

આ રોગથી શરીર ફીકકું પડે છે તથા પીળુ થાય છે અને સુકાઇ જાય છે ચામડી આખ, નખ, મોઢું, ઝાડો. પેશાબ અને શરીરનો સર્વ રંગ પીળો થાય છે, અન્ન પચે નહિ. શરીર નબળુ પડે અન્ન ખાવા ઉપર અરુચી થાય છે.

ગળોનો રસ પીવાથી કમળો મટે છે

હળદર, હરડા બહેડા અને આમળા ગરો, સુઠ. પીપર, મરી અને લોઢાની ભષ્મનુ સરખે ભાગે ચુરણ કરી મધ તથા ઘી સાથે ખાવાથી કમળો મટે છે.

ત્રિફળાદિ કવાથ આપવાથી મટેછે. કડુનો કવાથ આપવાથી મટેછે.

કરીઆતુ. કડુ, દેવદાર, દારૂહળદર, મોથ, ગળો, કડવા પરવળ, રાતો ધમાસો, પીતપાપડો લીંમડાની અંતર છાલ, સુઠ, મરી. પીંપળ, ચિત્રક, ત્રિફળા અને વાવડીગ સવને સરખે ભાગે લઇ ચુર્ણ કરી વસ્ત્રુથી ચાળી તેના જેટલી લોહભષ્મ નાખી મધ તથા ઘીમા ગોળીઓ વાળી ગાયની જાડી છાસ સાથે ટાંક ૧ રોજ ખાવાથી કમળો મટેછે.

કડવા લીમડાની અતર છાલનો ઉકાળો પીવાથી કમળો મટે છે.

ગળો, દારૂહળદર, ત્રિફળા ( હરડા બહેડા અને આમળા ) દારૂહળદર અથવા લીમડાના રસમાં મદ નાખી પીવાથી મટે છે.

મુન્ડી ( ગોરખ મુન્ડી ) તે સ્વરસ એ પલ પીવાથી અપચી ગ્રંથી. કંઠમાળ અને કમળો મટે છે.

હરડે, બહેડાં, આંબળા, એ ત્રણેનો રસ મદમા પેવાથી તેમજ દારૂહળદરનો રસ મદમા પીવાથે કમળો મટે છે.

હરડાં, બહેડા, આંમળાં, ગળો, કડુ લીમડાની છાલ, કરીઆતું, અને અગ્ડુસી એ સર્વનો કવાથ મધ સાથે પીવાથી કમળો તથા પાડુ રોગ મટે છે.

**કુટજાવલેહ**—અધકચરી કડાછાલ દશ શેર લઇ એક દ્રોણ પાણીમા ઉકાળવું અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી ગાળી લેવું તેમા ત્રીસ પલ ગોળ નાખી અને ફરી ઉકાળવું અને જાડો થવા આવે ત્યારે, રસવન્તી, મોચરસ, સુંઠ, મરી, લીન્ડી પીપર,હરડાં, બહેડા અને આમ્ળા, રીસામણી, ચિત્રો, કાળીપાટ. બીલી ઈંદ્રજવ, ઘોડાવજ, ભીલમું, અતિવિષની કળી, વાવડીંગ અને વાળો સર્વ એક એક પલ લઇ તેનું ચુર્ણ કરી તેમા નાંખવું ત્યાર પછી એક કુડવઘી ઉપરના પાકમા નાખી તેને તાવેતાથી હલાવીને હેઠે ઉતારવુ એ અવલેહ ટાઢો થાય ત્યાર પછી એક કુડવ મધ તેમા નાંખવું આ કૂટજાવલેહ ખાવાથી કમળો સર્વ પ્રકારના હરસ, અતિસાર, ગ્રહણી, પાડુ. રકત પિત, અમ્લપિત, શોષ, કાર્સ્યપ્રવાહિકા. અને અપચો મટાડે છે તે અવલેહ બકરીના દુધની છાસ. દુધ. દહીં, ઘી અગર પાણી સાથે ખાવો અને ચરી પાળવી.

## બરોળ પ્લિહા

દરેક જણને પેટની ડાબી બાજુમાં હૃદયના નીચેના ભાગમાં

લોહીના મુળ સ્થાનરૂપ નસોનું મુળ છે તેને બરોળ કે પ્લિહા કહે છે તે લોહી ખરાબ થવાથી કફ પ્રકોપ પામી બરોળને વધારે છે અને જેથી દિવસે દિવસે શરીર નબળુ પડી જઈ સુકાવા લાગે છે અને પેટ વધે છે. જીર્ણ તાવ આવે, જઠરાગ્નિ મંદ થાય શક્તી કમી થાય અને ડાબી બાજુનું પેટ વધવા માંડે છે તથા ઘણો જીવ આકુળ વ્યાકુળ થઇ જાય છે.

વાવડીંગ, ઇંદ્રવારણાનું મુળ અને ચિત્રો સરખે ભાગે લઇ તેથી બમણો દેવદાર, ત્રણ ત્રણી સુંઠ અને સાટોડીના મુળ તથા ચાર ઘણા નસોતરના મુળ લઇ સર્વનું ચુરણ કરી નવટાંક ભાર ઉના પાણી સાથે ફાકવાથી બરોળ મટે છે

લસણ, પીપળીમુળ અને હરડેદળ બરાબર લઇ ઝીણું ચુરણ કરી ૨ ટાંક ભાર ગાયના મુત્ર સાથે ખાવાથી બરોળ મટે છે.

પીપલ્લી ચુર્ણ, દશમળારીષ્ટ, મંડુરવટી તથા વર્ધમાન પીપલી ખાવાથી મટે છે.

કેસરનો રસ મધ સાથે પીવાથી મટે છે.

જવખાર, વાવડીંગ, પીંપળ અને કરંજનુ મુળ સર્વ સરખે ભાગે લઇ ખાડી ક્વાથ કરી પીવાથી બરોળ તથા યકૃત મટે છે.

કુંવારના પાઠાનો રસ હરદળના ચુર્ણ સાથે પીવાથી બરોળ અને અપચી નામની ગાંઠો મટે છે.

**તાલીસાદી ચુર્ણ**—તાલીસ પત્ર એક રૂપીઆ ભાર, મરી બે રૂપિઆભાર, સુંઠ ૩ રૂપિઆભાર, લીન્ડીપીંપર ચાર રૂપિઆભાર, વંશલોચન પાંચ રૂપિઆભાર, એલચી તથા તજ બંને અર્ધા અર્ધા રૂપિઆભાર, કલઇ ભષ્મ આઠ રૂપિઆભાર, તાંબાની ભષ્મ આઠ રૂપિઆભાર અને સાકર ૩૨ રૂપિઆભાર સર્વે લઇ અને પ્રથમ વનસ્પતિ

ફવાનુ ચુરણ કરી પછી તેમા ૭ઓ તથા સાકર મેળવવી આ તાલી-
સાદી ચૂર્ણ ખાવાથી ઉદરસ, દમ, તાવ, ઉલટી ઝાડા, શોષ, આમ
વાત, બરોળની ગાઠ, ગ્રહણી, અને પાડુ રોગ મટે છે.

## સ્ત્રીના આર્તવ દોષ.

### નષ્ટાર્તવ

આર્તવદોષ કે જે સ્ત્રીઓને દર માસે રૂતુ પ્રાપ્ત થાય છે એટલે
રજોદર્શન કે રૂતુ વાળી થાય છે અને અટકાવ આવે છે તેને કહે છે.

આર્તવ ત્રણ પ્રકારના છે. નષ્ટાર્તવ, પીડીતાર્તવ અને અતી-
આર્તવ. નષ્ટાર્તવ એટલે રૂતુવતી થાય છે, ત્યારે આર્તવ એટલે રૂતુ-
શ્રાવ બીલકુલ ન થવો તેને કહે છે. કુમારીકાસવ તથા લોહાસવથી
મટે છે. મહારાસ્નાદિ કવાથ (ગર્ભપાતના રોગમા જુઓ) કન્યાલોહાદિ
ગુટિકા તથા ચોગરાજ ગુગળથી મટે છે.

ટંકણ ૧ વાલ, એળીઓ, ૧ રતી અને મંડુર ૧ રતી તેની
ગોળી કરી પાણી સાથે ખાવાથી નષ્ટાર્તવ મટે છે

મજીઠ, ત્રિફળા ગળો, સોનામુખી, લીમડો, કડુ અને દારૂહળદર
એ સર્વે ચીજો સરખે ભાગે લઇ તેનું ચુરણ કરી તેમાથી ૦। કે ૦॥
તોલો પાણી સાથે પાવાથી નષ્ટાર્તવ મટે છે.

એળીયો ૧૦ તોલા. હીરાકસી ૭॥ તોલા, તજ ૫ તોલા,
એલચી ૫ તોલા, સુંઠ ૫ તોલા અને ગુલકદ ૨૦ તોલા સર્વની
બબે વાલની ગોળી કરી તે સવાર સાંજ એકેક ગોળી પાણી સાથે
ખાવાથી નષ્ટાર્તવ મટે છે.

હીંગ, સચળ, સુંઠ, પીંપર, મરી, ભારીંગ સર્વ સરખે ભાગે
લઇ તેનુ ચુર્ણ કરી ગરમ પાણી સાથે એકેક તોલો ખાવાથી નષ્ટા-
ર્તવ મટે છે.

એળીઓ ૨૦ ગ્રેન, હીરાબોળ. ૧૦ ગ્રેન, અને સેવીન ઓઇલ

૧૨ મીનીમ સર્વને કોકમના તેલ સાથે ઘુંટી સારી સોગઠી કરી દરરોજ રાત્રે અક્કી પહેરાવવી અને સારો ખોરાક આપવો તેથી મટે છે.

એળીઓ ૧ ગ્રેન, કે ૧ ગ્રેન, હીરાબોળ ૨ ગ્રેન અને એકસ્ટ્રાકટ જનસ્યન ૧ ગ્રેન મે·વી એક ગોળી કરવી અને દિવસમા ત્રણ વખત લેવી.

ટંકણખાર ૧ વાલ, એળીઓ ૧ રતી અને મડુર ૧ રતી તેની ગોળી કરી પાણી સાથે ખાવાથી નષ્ટાર્તવ મટે છે.

## કષ્ટાર્તવ

આ રોગમા સ્ત્રી રૂતુવતી થાય છે ત્યારે રૂતુશ્રાવ થતી વખતે વેદના થાય છે. એટલે કષ્ટ પડે છે.

યોગરાજ ગુગળથી મટે છે. કુમારીકાસવથી મટે છે.

અફીણ ૧ ભાગ અને કપુર પાચ ભાગ લઇ તેમા ગોળ નાખી ગોળી કરવી. તે ૧ રતીથી ૨ રતી સુધીની ગોળી સવાર સાજ ખવરાવવાથી કષ્ટાર્તવ મટે છે.

ગુંદરપાક ખાવાથી પણ મટે છે.

આયોડાઇડ ઓફલેડ ૪૦ ગ્રેન, અફીણ ૪૦ ગ્રેન, એક્ષટ્રાકટ બેલાડોના ૧૨ ગ્રેન તે સર્વમા જોઇએ તેટલું કોકમનું તેલ મેળવી આઠ સોગઠી કરવી અને રાતના એકેક સોગટી યોનીમા પહેરવી.

પેડુપર ગરમ પાણીનો શેક કરવાથી મટે છે.

ટંકણખાર ૧ વાલ અને શેકેલું અફીણ ½ રતી બનેને ગોળી કરી ખાવાથી કષ્ટાર્તવમા થતો દુઃખાવો નરમ કરી રૂતુનો ખુલાસો કરે છે.

મંડુર એળીઓ અને ટંકણખાર મિશ્ર કરીને ખાવાથી કષ્ટાર્તવ મટે છે.

## અતિઆર્તવ--લોહિવા

રતુવાળી સ્ત્રીને લોહી ઘણુ જ વહે અથવા એક માસને બદલે થોડા થોડા દિવસે વારંવાર રતુ આવે છે. તેને લોહીવા કે રક્તપાત કહેછે.

ચદ્રપ્રભાથી ગુણ થાય છે.

શેમળાનું મુળ ૦ા તોલો ખાવાથી મટે છે.

ઓથમીજીરાને પાણીમા નાખી લુઆબ કરી ખાવાથી અતિઆર્તવ મટે છે.

રસવંતી, ઇંદ્રજવ, અતિવિષની કળી, કડાછાલ, ધાવડીનાં ફુલ અને સુંઠ સર્વ સરખે ભાગે લઇ તેનુ ચુરણ કરી તેમાંથી ૦ા કે ૦ાા તોલો ખાવાથી અતિઆર્તવ મટે છે.

ફટકડી ૩૦ ગ્રેન, હીરાકસી ૬ ગ્રેન અને ડીલ્યુટ સલ્ફયુરીક એસીડ ૩૦ મીનીમ તથા તજનું પાણી ૪ાા ઔંસ સર્વને મિશ્ર કરી ત્રીજો ભાગ દર ચાર ચાર કલાકે આપવો.

અતિવિષની કળી બીલી, મોથ, ઇંદ્રિજવ, સુંઠ, ધાવડીના ફુલ, પીપર મરી સર્વનું ચુરણ કરી ખવરાવવાથી લોહાવા મટે છે.

આમળાની મીંજે ચાર તોલા લઇને સાકર સાથે ખાવાથી લોહીવા મટે છે.

## રક્તપ્રદર--લ્યુકોરીયા.

આ રોગમા સ્ત્રીને યોની માર્ગથી ધતુસ્રાવ થાય છે અને તે એટલો બધો થાય છે કે પ્રવાહની પેઠે વહે છે તથા કપડાં બગડે છે અને તેથી દીવસે દિવસે શરીર નબળું પડી જાય છે અને શરીર શીકકાશ મારે છે તે રતુ વગર પણ લાબા વખત સુધી શ્રવ્યા કરે છે.

પ્રદર બે જાતના છે શ્વેત પ્રદર અને રકત પ્રદર, ગોક્ષુરાદિ ગુગળ, ત્રયોદશાંગ ગુગલ, ચંદન ચુર્ણ તેમજ દ્વાત્રિશાગ કવાથ પૈકી કોઇ પણ એક દવા આપવાથી ફાયદો થાય છે.

દર્ભનાં મુળ તુરત ખોદી લાવી ચોખાના ધોવણ સાથે વાટી અને પીવાથી પ્રદર મટે છે.

જાસુંદીના ફુલોની કળીઓ સવારસાંજ ચાર પાચ લઇ ૭ માસા ખડીસાકરમા ખાવી ઉપર ૭ તોલા દુધ સાકર નાખી પીવુ તેથી મટે છે.

કાળીપાટ, દારૂહળદર, કરીયાતું, બીલામુ, રસાંજન, નાગરમોથ. અને બીલીનો ગર સર્વનો કવાથ મધ નાખી પીવાથી પ્રદર મટે છે.

વંશલોચન, નાગકેસર, કપુર અને વાળો સરખે ભાગે લઇ તેનુ ચુરણ ચોખાના ધોવણ સાથે લસોટી પીવાથી પ્રદર મટે છે.

પ્રમેહના રોગમા બતાવેલ ગોક્ષુરાદિ ગુગળ ખાવાથી પ્રદર રોગ મટે છે.

**આર્દ્રકુટજાવલેહ**--લીલીકડાછાલ દશ શેર અધકચરી કરી એક દ્રોણ પાણીમા ઉકાળવી. અને તે ઉકળતા ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવું તે ગાળી લીધેલા પાણીમાં રીસામણીના મુળ ધાવડીના ફુલ, બીલી, કાળીપાટ, મોચરસ, નાગરમોથ અને અતિવિષનીકળી એ સર્વે એકેક પલ લઇ તેમનું ચુરણ કરી તે ચુરણ નાખવુ અને પછી ફરી ઉકાળવું અને તે એકદર જાડુ થય અને તમેથાને ચોટે ત્યારે હેઠે ઉતારવુ આ અવલેહ પાણી કે બકરીના દુધ સાથે પીવાથી સર્વ પ્રકારના સ્ત્રીઓના રકત પ્રદરો-હરસ, સર્વ અતિસારો અને પ્રવાહિકા રોગ મટે છે.

## ગર્ભપાત-કસુવાવડ

જે સ્ત્રીઓને ગર્ભ રહ્યા પછી પુરે માસે પ્રસવ ન થતા અધુરે માસેજ ગર્ભ પડે છે તેને ગર્ભપાત કે કસુવાવડ કહે છે.

દ્રાક્ષ, જેઠીમધ, ચદન અને રતાજળી સર્વે ગાયના દુધમાં

વાટીને પીવાર્થી ગર્ભપાત થતો નથી

કાળા તલ, સાકર અને કમળનો કંદ સરખે ભાગે લઇ ચુરણ કરી ૧ તોલો ચુરણ મદ સાથે ખાવાથી ગર્ભપાત થતો નથી.

ગર્ભવતી સ્ત્રીને સાકર જવનો સતુ,અને તલ સરખે ભાગે લઇ મદ સાથે જે સ્ત્રી ખાય તેને ગર્ભપાત થવાનો ભય રહેતો નથી.

કુંભારના ચાકની માટી જે તેના હાથે ચોટે છે તે લાવી બકરીના દુધમા ઓગાળી મદ સાથે પીવાથી ગર્ભપાત થતો નથી.

ધાવડીના ફુલ, આમળા, રીસામણીનાં મુળ, જેઠીમદ એ સર્વે સરખે ભાગે લઇ તેનું ચુરણ ચોખાના ધોવણ સાથે પીવાથી ગર્ભપાત થતો અટકી જાય છે.

મહારાસ્નાદિ કવાથ--રાસ્ના બે ભાગ; ધમાસો, ખરેટીના મુળ, એરંડાનાં મુળ, દેવદાર, કચુરો, ઘોડાવજ,અરડુસી, સુંઠ, સ્વક, નાગરમોથ, સાટાડીના વેલાનાં મુળ, ગળો, વરધારો, વરીયાળી, ગોખરૂ, આસન, અતિવિષની કળી, ગરમાળાનો ગોળ, શતાવરી, કાન્ટાશેળીઓ લીન્ડી પીંપર, ધાણા, ઉભી ભોંયરીંગણી અને બેઠી ભોંયરીંગણી સર્વ અકેક ભાગ લઇ કવાથ કરવો તે સુંઠ, લીન્ડીપીંપર કે યોગરાજ ગુગળ અજમોદાદિ ચુર્ણ ભાગ ૨ દીવેલ પૈકી જે અનુપાન અનુકુળ આવે તેની સાથે ઉપલો કવાથ પીવાથી ગર્ભપાત થતો નથી તથા વન્ધ્યા રોગ યોનીરોગ ધાતુગતરોગ, પક્ષાઘાત અન્ત્રવૃદ્ધિ, સર્વાંગકમ્પ, કુબ્જત્વ, આમવાત અને જંઘા તથા જાનુવાત રોગ મટે છે.

## સુતિકા રોગ-સુવારોગ

સ્ત્રીને પ્રસવ થયા પછી આ રોગ થાય છે. અને તેથી ઘણી સ્ત્રીઓ સુવારોગથી મરણ પામે છે. સ્ત્રીને પ્રસવ થાય ત્યારથી તે પછી અટકાવ આવે ત્યાં સુધી શરીર ફાટે. અતિસાર થાય, તાવ

આવે, તરસ લાગે, શરીર ધ્રુજે સોજા આવે, પેટમા શૂળો ફુટે, જઠ-
રાગ્નિ મંદ થાય છે અને બળનો ક્ષય થાય છે.

ગળો, સુઠ, ચાદવેલ, ઉતકંટારી, પંચમળો અને નાગર મોથનો
કાઢો કરી મદ સાથે ટાઢો થયા પછી પીવાથી સુવારોગ મટે છે.

જીરૂ, કલોંજીરૂ, સુવા, વરીયાળી, અજમો, બોડીઅજમોદ, ધાણા
મેથી, સુઠ, પીંપર, ગંઠાડા, છીણીનાં મુળ, બોરની મીંજો ઉપલેટ
અને કંપીલો દરેક ચચાર તોલા લઇ, દુધ ૩ મણ અને આઠ શેર,
સોળ રૂપીઆભાર ઘી અને ૧૦ મણ ગોળ લઇ તેમા પાક કરવો
ખાવાથી સુવારોગ મટે છે. તથા યોનીરોગ, તાવ, ઉદરસ, શ્વાસ,
પાડુ, કૃષતા અને વાયુ સબધી રોગો મટે છે.

**દશમુળાદિ કવાથ**—સુગન્ધી સમેરવો, ઉભી અને બેઠી
ભોયરીંગણી, ગોખરૂ, બીલી, અરણી અરડુસો, શવન અને પાટલા એ
દશેનો કવાથ લીન્ડીપીંપરના ચુર્ણ સાથે પીવાથી સુતિકા રોગ મટે
છે અને વાતકફનો તાવ, સાન્નપાત તાવ, શોષ, કફ, ભ્રમ, ઉધરસ,
દમ, હ્રદરોગ, મરતકમા શુળો ભોકાવા અને તન્દ્રારોગ મટી જાય છે.

તેલીઓ દેવદાર, વજ, કઠ. લીન્ડીપીંપર. ધમાસો ગોખરૂ, મુગ,
અતિવિષ, ગળો. કાકડાશીંગી, શાહજીરૂ, કવચાં, ભોંયરીગણી સર્વે
તોલો તોલો લઇને પાંચ પડીકી કરવી અને ાા શેર પાણીમાં ઉ-
કાળી છટાંક પાણી રહે ત્યારે ઉતારી તેને ગાળી તેમા બે તોલા
ગાયનું ઘી નાખીને પીવાથી સુવારોગ મટે છે.

## આંખનાં દરદો

આંખમાં કાઇ હરકત થવાથી દુખવા આવે છે. તેમજ ફુલ કે
મોતીઓ પડે છે તથા ઝાખ પડે છે તે બધાં આંખનાં દરદો સમજવાં.

હળદર, દારૂહળદર, સિંધવને બકરીના દુધમાં પકાવી એ દુધની

આંખ ઉપર ધ ર પાડવાથી આખ દુઃખની મટી જાય છે.

અફીણ ૧ માસો, ફુલાવેલી ફટકડી અને લોદર એકેક માસો લીંબુના રસમા ઘુંટી લોઢાની કડછીમાં ઉના કરી લેપ કરે તો તુરત આંખ દુઃખવા આવેલી મટી જશે.

શંખના વચ્ચેનો નક્કર ભાગ, બહેડાંની બીજ, હરડેની બીજ શુદ્ધ મનશીલ, પીંપર, મરી, ઉપલેટ અને વજ સરખે ભાગે લઇ બકરીના દુધમાં સારી પેઠે ઘુંટી જવ જેટલી ગોળીઓ કરી તેમાંથી એક વટાણા જેટલું પાણીમા ઘસી આંખમા આંજે તો તિમીરનો માંસનો, કાચા મોતીઆનો, પડળનો, અર્બુદરતાંધળાપણાનો અને એક વરસની મુદતનું ફુલું એટલા આખના રોગ મટે છે.

ભીમસેની કપુર બરાસને વડના દુધમા ઘુંટી કે વડના દુધ સાથે આખમા આજવાથી બે મહીનાનું ફુલ મટે છે.

સાટોડીના મુળને દુધમા કે સ્ત્રીના ધાવણમાં ઘસીને આજવાથી ચેળ, મદમાં ઘસીને આજવાથી પાણીનું ઝરવું, ઘીમાં ઘસીને આજ-વાથી ફુલું, તેલમા ઘસીને આજવાથી તીમીર અને કાજીમાં ઘસીને આંજવાથી રતાધળાપણું મટે છે.

યષ્ટયાદિલેપ-જેઠીમદ, સોનાગેરૂ, સિન્ધવ, દારૂહળદર અને રસ-વન્તી એ પાચે ઔષધ સરખે ભાગે લઈ પાણીની અદર વાટીને નેત્રની બહારના ઉપરના ભાગ ઉપર લેપ કરવાથી સર્વ પ્રકારના નેત્ર રોગ મટે છે.

તલના ૮૦ ફુલ, લીન્ડીપીંપરો નંગ ૬૦, જાઇના ફુલ ૫૦, અને મરીના દાણા નંગ ૧૬ એ ચારેને પાણીની અંદર સારૂ વાટીને તેની જવના દાણા જેવડી ગોળાકારની વાટ કરવી તે પાણીની અંદર ઘસીને આખમાં આજવાથી, ફુલ મટે છે. તિમીર રોગ, માંસ વૃદ્ધિ અને અર્જુન રોગ મટે છે.

કસાજનથી આંખમા નીકળતા ખીલ મટે છે.

## કાનના દરદો.

કાનમા ઘણી વખત સણકા નાખે છે. પીડા થાય છે. પરૂ વહે છે અને ગણગણાટ થાય છે તેને કર્ણ રોગ કહે છે.

ધંતુરાનું તેલ કાનમા નાખવાથી કાનના રોગ મટે છે.

આકડાના પાનને ઘી ચોપડી ગરમ કરી તેનો રસ કાનમા નાંખવાથી કાનની પીડા મટે છે.

બકરાના મુતરમાં સિંધવ નાંખી ઉનું કરીને હસેકું હોય ત્યારે તેને કાનમા નાખે તો કાનનું ભયંકર શુળ અને કાનનો ગણગણાટ તથા કાનમા પરૂ વહેતું હોય તો મટી જાય છે.

સાજીખાર બીજોરાના રસમા પલાળી તે રસ કાનમા નાખવાથી નીકળતું પરૂ, પીડા અને બળતરા મટી જાય છે

રસવતીને સ્ત્રીના ધાવણથી વાટી અને. મધમા મેળવી કાનમા નાંખવાથી કાનનું પરૂ, દરરોજ વહેતું હોય તો પણ તે મટે છે

મુળાનો રસ, સરસીયુ અને મધ સરખે ભાગે લઇ કાનમા નાખવાથી બહેરાપણું મટે છે.

એલચીના ચુરણને સાકર સાથે કાનમા નાંખવાથી બહેરાસ મટે છે.

આદાનો રસ, મધ, સિંધવ સરસવનું તેલ સર્વે એકત્ર કરી ને બાકી રહે ત્યા સુધી ઉનું કરી ટાઢું પાડતાં કાનમા નાખવાથી કર્ણશુળ મટે છે.

**હીંગ્વાદિ તેલ**—હીંગ, ચીગ્ફળ, અને શુન્ઠ ત્રણેને વાટી સરસીયુ તેલ ચાર ભાગ, પાણી સોળભાગ એ ત્રણે એકત્ર કરી તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળી પછી તે તેલને ગાળી કાનમા રેડવાથી કર્ણ શુળ મટે છે.

એળીઓ અને ગાયનું ઘી એકઠું કરી ઉનું કરી કાનમા મુકવા થી કાનમાં પડેલા કીડા મરી જાય છે.

ટંકણખાર ખાંડી કાનમા ઝીણો ભભરાવવો પછી ઉપર લીંબુના રસના ટીંપાં પાડવાથી વહેતું પરૂં બંધ થઇ જાય છે.

આકડાના પાન ઉના કરી તેનો રસ કહાડી તેનાં ૧૪ ટીપાં કાનમા મુકવાથી બેરાપણુ મટશે અને ધાક ઉઘડશે.

## નાકના દરદો-નાસુર

નાકમાં શ્વાસ બંધ થઇ નાના પ્રકારના દરદો થાય છે. તેથી નાસુર પણ થાય છે. તથા સળેકમ વિગેરે વ્યાધિ ઉત્પન્ન થાય છે.

ખેતરની કાળી માટી લાવી પલાળી તાળવે મુકે અને થોડી સુંઘે તો નસકોરી ફુટી લોહી વહેતું હશે તો મટશે.

વાવડીગ સિંધવ, હીંગ, ગુગળ; મનસીલ અને વજનું ચુરણ કરી છીંકણીની પેઠે સુંઘવાથી સળેકમ મટે છે.

દાડમના ફુલનો રસ અગર આંબાની ગોટલીનો રસ નાકમાં સુંઘવાથી નસકોરી ફુટેલી બંધ થાય છે.

સાકર, અને જીરૂ મિશ્ર કરી ઘીમા ઠારી તે ઠરેલું જીરૂ તથા ઘી ખાવાથી નાકમાથી નીકળતા છોડ બંધ થાય છે.

કેસરને ઘીમા ઘુંટી સુંઘવાથી આદ્યાસીસી મટે છે.

વજ તથા અજમાનું ચુરણ કપડે બાધી સુંઘવાથી સળેકમ મટે છે.

વાવડીંગ. જેઠીમદ, દેવદાર. સિંધવ, સુંઠ, મરી અને પીંપર સર્વનું તેલ બનાવી નાકમા ટીપું મુકવાથી તમામ રોગ મટે છે.

ઘીની અંદર આંમળા શેકીને કાજીમાં વાટીને તેનો માથા પર

લેપ કરવાથી નાકમાથી પડતું લોહી બંધ થઇ જાય છે.

કલોંજી, ગધેડાના પેશાબમા મેળવી નાકમા મેલવાથી નાક બંધ થઇ ગયું હશે તો મટશે.

## દાંતના દરદો.

દાતના મૂળમા કે પારામા સળો લાગવાથી દાતમા ચસકા નાખે છે તથા દાઢ દુખે છે. તેને દાંતના રોગ કહે છે.

લવીંગનું તેલ અગર લવીંગ વાટીને તેનું પાણી દાત ઉપરચોપડવું.

અકકલગરો દાઢમા રાખવાથી દંતશુળ મટે છે.

સિંધવ, ખેરસાર ઉપલેટ, ધાણા, સુંઠ, કાળા મરી મોરથુથું અને સેકેલું જીરૂ સર્વનુ ચુરણ કરી દાંતે ઘસે તો દાંતમાથી નીકળતું લોહી બંધ થાય છે. તેમ હાલતા દાંત બંધ પડે છે.

ઉપલેટ, ત્રિકટુ, શુદ્ધ કરેલો ખોરાસાની અજમો, હરડેની છાલ અને કાથો સર્વનું ચુરણ કરી દાતે ઘસવાથી દાતનો દુખાવો મટે છે.

બદામના છોડાં બાળી દાતે ઘસવાથી દાત મજબુત થાય છે.

પાચ જાતનો ક્ષાર, મોરથુથુ, ત્રિકટુ, પીપળીમુળ. વાવડીંગ, હીરાકસી અને માયાનુ ચુરણ કરી દાતે ઘસે તો દાતના સર્વ રોગમટેછે

દાડમની છાલ અને લોઢાનું ચુર્ણ એકઠાં કરી દાતે ઘસવાથી હાલતા દાત વજ્ર જેવા થઇ જાય છે.

અરડુસીના મળની છાલ, ખેરસાર, લોધર, મજીઠ ઉપલેટ અને કટુ એ સર્વનું ચુરણ કરી દાંતે ઘસવાથી દાંતનાં દરદ મટે છે તથા કૃમી અને અવાળુ મટે છે.

## મોંઢાનાં દરદો.

ઘણી વાર મોઢુ આવે છે. મોંમા તથા જીભે ચાદીઓ પડે છે વિગેરે દરદો આ રોગમા થાય છે.

ફુલાવેલી ફટકડીના પાણી સાથે કોગળા કરવાથી આવેલું મોઢું મટી જાય છે.

કાળીજીરી, ફુપલેટ અને ઇંદ્રજવ સર્વને ચાવવાથી મોઢાનુ પાકવું ચાંદી અને ખરાબ વાસ દુર થાય છે.

ગળો, દારૂહળદર, અજમો, દ્રાક્ષ, ચંબેલીના પાન અને ત્રિફળા સર્વનો ક્વાથ કરી તેના કોગળા કરે તો મુખપાક મટે છે.

ટંકણ, વાસકપુર, ફટકડી ત્રણે બરાબર લઇ ખાંડી બારીક વાટી ચુરણ કરી મોમા ભભરાવી મો નીતરતું રાખવું જેથી મોંઢાનું દરદ મટે છે.

ચીનીકબાલા, એલચી અને કાથો ત્રણે અકેક પઇસાભાર લઇ ઝીણી ખાંડી ભુકો કરી મોંઢાની ચાંદીઓ ઉપર ભભરાવવાથી તેવા ચાંદી મટશે આ પ્રમાણે ભભરાવી મો નીતરતું રાખવાથી લાળ ઝરી જશે.

રાતે અરડુસો ૧ રૂપીઆભાર તથા ૦I શેર મદ બને ભેગાં કરી દરરોજ સવારમા ચાટવાથી લોહી બંધ થાય છે.

## હેડકી

જેમ ખોરાક છાતીમા હોય તેમ વારંવાર હેડકી થાય છે. પ્રાણવાયુ ઉદાનવાયુની સાથે " હીક હીંક " શબ્દ કરતો યકૃત પ્લીહા અને અન્નને જાણે મુખ સુધી ખેંચી લાવતો હોય તેમ પેટ ઉપર ચડવા માડે છે અને મોઢે શ્વાસનો ઉછાળો મારી " હીક હીક " થયાં કરે છે.

શુંઠ, પીપર અને આંબળાનું સરખે ભાગે ચુરણ કરી મદ સાથે ચાટવાથી હેડકી મટે છે.

જેઠીમદ ૧ ટાક મદ સાથે તેમજ પીંપર ૧ ટાક સાકર સાથે ફાકવાથી હેડકી મટે છે.

સુંઠ, મરી, પીપર, જવાસો કાયફળ, કલોજી જીરૂ, પુષ્કરમુળ અને કાકડાશીંગી સરખે ભાગે લઇ ચુરણ કરી મધ સાથે ૨ ટાંક ચાટવાથી હેડકી, શ્વાસ અને ઉધરસ મટે છે.

દમ ઉપર લખેલું કૈરાતાદિ કવાથ પીવાથી મટે છે.

એરંડાનું મુળ બે પલ લઇ અને આઠ ગણા પાણીમા ઉકાળી જવખાર સાથે પીવાથી મટે છે.

## નપુષકપણું-ધાતુપુષ્ટિ

ધાતુપાત થઇ જવાથી તેમજ બીજાં કેટલાક કારણથી સંયોગ કરવાની અશક્તિને નપુષકપણું કહે છે અને ગુહ્ય ઇંદ્રિયશિથીલ થઇ જાયછે.

ખસખસના ફોતરા ૨ પૈસાભાર સુઠ ૨ પૈસાભાર અને ધાવડીનાં ફુલ ૧ પૈસાભાર તે સર્વે ૨ શેર પાણીમા ઉકાળી ૧ શેર પાણી રહે ત્યારે ઉતારી લુગડે ગળીને પીવાથી ધાતુપુષ્ટ થાય છે. આ દવા સ્ત્રી સાથે સંભોગ કરવા પહેલા ૨ કલાક અગાઉ પીવું.

અચ્છેર ગાયનું દુધ ૧ તોલો સાકર અને ગાયનુ ઘી ૧૧ તોલો ઉકાળીને પીવાથી કમતાકાત દુર થાય છે.

ધોળી ડુંગળીના રસમાં અજમો પલાળી રોજ ૧ તોલો લઇ તેમા ૨ તોલા સાકર નાખી ૨૧ દિવસ સુધી પીવાથી ષંઢત્વ મટે છે.

અકલકરો, શુઠ, લવીંગ, કેસર, પીંપર જાયફળ, જાવંત્રી અને સુખડ સર્વ અકેક તોલો લઇ તેનું ચુર્ણ કરી તેમા ચાર તોલા શુદ્ધ કરેલું અફીણ નાખી પાચ પાચ રતીભારની ગોળીઓ વાળી રોજ અકેક ગોળી રાતે મદની સાથે ખાવાથી પુરૂષોનું વિર્ય સ્તંભન થાય છે, અને ષંઢત્વ મટી જાય છે.

ધોળી ભોયરીંગણીના જડની છાલ, અકલગરો, અજમોદ, કાળા ધંતુરાના બીજ અને જાયફળ સઘળાને પાણી સાથે વાટી મરી પ્રમાણે

ગોળી બાધવી એક ગોળી માણસના પેશાબમાં વાટી ઇંદ્રિયનો ઉપ-રનો મણીછત્રનો ભાગ છોડી દઇ બીજા ભાગ ઉપર લેપ કરવાથી નપુંશકપણું મટે છે.

**કામદેવધૃત**—આસન દશ શેર, ગોખરૂં પાચ શેર, ( બલા ) બરેટીનાં મૂળ, ગળો, મોચરસ, અકલગરો, કાળી તથા ધોળી મુસળી, અહુંકળી, ઇન્દ્રજવ, મીઠા ગોખરૂ, ગળોસત્વ, સુકા વડગુંદા કઉચા ઉટ ગણુ, બળબીજ, એખરો, ચીનીકબાલા અને બાવચી સર્વે બરા-બર વાટીને ઝીણો ભુકો કરી ચાળીને તેટલું વજન. થાય તેથી બ-મણી ખાડ નાંખી તૈયાર કરી દરરોજ સવારે હથેળી ભરીને ખાય તો નબળાઇ મટી ધાતુ પુષ્ટ થશે અને મરદાઇ ઘણી વધશે.

## દિવાનાપણું-ઘેલછા.

મનની અવ્યવસ્થ સ્થિતિ થઇ, બુદ્ધિ, અકકલ અને જ્ઞાનનો નાશ થઇ ગાડુ બનવું તેને ગાડપણુ કે ઘેલછા કહે છે.

સુંઠ, મરી, પીપર, હીંગ, વજ, સરસડીઆનાં બીજ, સિંધવ અને સરસવ સર્વ સરખે ભાગે લઇ ગાયના મુતરમા સારી પેઠે વાટી ઘુંટી આખમા આજવાથી ઉન્માદ મટી જાય છે,

બ્રાહ્મીનો રસ કે ભુરા કોળાના બીજનું ચુરણુ કે શંખાવળીનો રસ, ઉપલેટ અને મદ સાથે પીવાથી મટે છે.

ઉપલેટ, આસન, સિંધવ, અજમોદ, જીરૂ, શાહજીરૂ, સુંઠ મરી પીપર, કાળીપાટ અને શખાવળી સર્વ સરખે ભાગે વાટી તેમા તેના જેટલી ઘોડાવજ લઇ તે સર્વનું ચુરણ કરી વસ્ત્રથી ચાળી બ્રાહ્મીના રસમાં ૩ ભાવના દઇ છાયે સુકવવુ તથા ઘુંટી મદ અને ઘી સાથે એક તોલો કાલવીને સાત દિવસ સુધી ખાવાથી સર્વે જાતના ઉન્માદ તથા વાયુ વિકાર મટે છે.બુદ્ધિ, કાવ્યશકિત, ધૈર્ય અને સંપત્તિ વધારે છે.

કુષ્માડસ્વરસ, બ્રાહ્મીસ્વરસ, વચાસ્વરસ, સારસ્વત ચુર્ણ, અથવા અમરસુંદર વટી આપવાથી મટે છે.

માથાના દરદો.

ઘણીવાર માથું દુઃખે છે, તેથી કપાળમા ખેચાયા જેવું દરદ લાગે છે. કોઈ વખત માથાનો અર્ધો ભાગ દુઃખે છે તેને આદાશીશી કહે છે.

૪ વાલ જેઠીમદ અને ૧ વાલ વછનાગ વાટીને ચુરણ કરી રાયના દાણા જેટલું ચુરણ નાકમા સુંઘવાથી માથાના તમામ દરદો મટે છે.

સુંઠ, મરી, પીપર, કરંજ અને સરગવાના બીને બકરીના મુતરમા વાટીને નાકથી સુંઘવાથી માથાનો દુખાવો મટે છે.

અરીઠાંની છાલ સુકી ૧।। માસો, નવસાર ૦।। માસો, તમાકુ ૧ માસો, કાળાં મરી ૦।। માસો,સફેત મરી ૦।। માસો,કડવા તુરીયાનો સુકો ગર ૧ માસો, કળીચુનો ૨।। માસો એ સર્વને વાટી ભૂકો કરી ભરી રાખવો તે એક ચપટી સુંઘવાથી છીક આવીને તુરત દુખતુ માથું મટી જાય છે તેના નળબંધવાયુ, છાતીના દરદ, શરીરના દરદ તથા ઘુમરી મટી જાય છે.

બદામની મીજ ૧૦ તોલા, એલચી દાણા ૫ તોલા, પસ્તા ૫ તોલા, ખસખસ ૫ તોલા, દ્રાક્ષ ૫ તોલા સર્વને વાટીને ગાયના દુધમાં ઉકાળી તેનો ગોળો કરવો તેમા ગાયના દુધનો માવો ૧ શેર ઉંચી સાકર ૧ શેર મેળવી તે આથામાંથી સાંજ સવાર તોલા ૫ ખાવું આથી મગજ પુષ્ટ થઇ આંખમા તેજ આવે છે.

બદામની મીજ ૧ તોલો,રાતે પલાળી મકી સવારે ફોતરાં કાઢી નાંખવા તેમા એલચી દાણા ૩ માસા, અને સાકર ૧ તોલો, ગાયનું તાજું ઘી ૨ તોલા સર્વ કલાઇના વાસણમા રાત્રે અગાસીમા રાખી સવારે તથા સાંજે ચાટવું આથી મગજની તથા આંખની ગરમી મટે છે.

આબળાને ઘીની અંદર સેકીને તેને કાંજીમા વાટીને માથાપર લેપ કરવાથી નાકમાથી પડતું લોહી બંધ થઈ જાય છે.

શતાવરી, કાળુ કમળ, દુર્વા કાળા તલ અને સાટોડી એ પાચે સરખે ભાગે લઇ તેને પાણીની અંદર વાટીને તેનો લેપ કરવાથી સર્વ પ્રકારની માથાની પીડા મટે છે. તથા શંખક રોગ અને અંનતવાતમટેછે.

## વાયુ ચઢવું ફેફરૂ કે મૃગીરોગ

આ રોગથી સ્મરણ શકિતનો નાશ થઇ વાયુ ચઢે છે મુર્છીત થઇ પડી જાય છે અને હાથ પગ તરફડે છે આખની કીકીઓ ચઢે છે અને મોઢે ફીણ આવે છે

જેઠીમદને ભૂરા કોળાના કે કોળાના રસમા ૩ દિવસ સુધી ઘુંટીને પીવાથી મૃગી રોગ મટે છે.

વજનું ચુરણ મદની સાથે ખાવુ અને ઉપર દુધ ભાત જમવું જેથી ભયકર અને લાબા વખતનો મૃગી રોગ મટે છે.

અગથીઆના પાંદડા તથા મરી બંનેને ગાયના મત્રમા ઘુંટી તેનાં ટીપા નાકમા નાખવાથી તુરત મૃગી રોગ બંધ પડે છે.

મનશીલ કબુતરની હગાર અને રસાજન, તથા દારૂહળદર સર્વનુ અંજન બનાવી આંખમા આજવાથી વાઇ મટી જાય છે.

અમરસુંદરવટી, સારસ્વતચુર્ણ, અશ્વગધારિષ્ટ, ( ભાગ ૨ ) દવા આપવાથી મટે છે

## લકવો–પક્ષાઘાત, અને અર્ધગવા

આ રોગથી વાથી શરીર રહી જાય છે શરીરનો અર્ધોભાગ ઘેરી લઇ માથા તથા સ્નાયુને શોષી લઇ શરીરના ડાબા પડખાને હાલતુ ચાલતું બધ કરી દે, શરીરના સાધા ઢીલા થઇ જાય. અને અધુ શરીર લાકડાની માફક જડ થઇ જાય છે અને તે જડ થયલા શરી-

રને અડકવાથી તેને સ્પર્શ જ્ઞાન થતું નથી તેને પક્ષાઘાત કહે છે.

મહારાસ્નાદિ ક્વાથ, યોગરાજ ગુગળ તથા વાતારીરસથી મટેછે.

રાસ્ના ૨ તોલા, અતિવિષ ૧ તોલો, કડુ ૧ તોલો, વાવડીંગ ૧ તોલો ઇંદ્રજવ ૧ તોલો. કલઆ ૦ાા તોલો, સર્વને બારીક ખાંડી તેનું ચુરણ કરી તેમાથી ૨૦ ગ્રેન સાંજ સવાર ખાવાથી પક્ષાઘાત મટે છે.

**ન્યગ્રોધાદિ ક્વાથ**—વડ, પીપર અને ડુંગરી. આબો એ ત્રણેની છાલ, નેતર, બોરડીની છાલ, વેલીયાપીપળાનીછાલ, જેઠીમદ, ચારોળી લાલ લોદર, સફેત લોદર, ઉબરે, પીપળો, મહુડો, પારસપીપળો, શાલેડુ, ટીમ્બરૂ. રાજ ( રાયણા ) જામ્બુ, ડુગરી, જાંબુ, આબો અનવેલી છાલ. હીમજ, કદમની છાલ, કકુભની ઘોળા સાજડની છાલ અને ભીલામુ એ તેવીસે આષધોના ક્વાથને ન્યગ્રોદાધિ ક્વાથ કહે છે આમ જેટલા આષધો મળે તેટલા લઇ ક્વાથ કરી પીવાથી પક્ષાઘાત મટે છે તથા વાયુરોગ હાડકું ભાગવું, યોની રોગ દાહ પ્રમેહ મટાડ છે. તથા ઝેર ઉતરી જાય છે.

**બ્રહત મજીષ્ટાદિ ક્વાથ**—મજીઠ,નાગરમોથ, કડાછાલ, ગળો, કઠ, શુંઠ, ભારગીનીછાલ, બેઠીભોયરીંગણી,ઘોડાવજ, લીમડાનીછાલ, હળદર, દારૂહળદર, હરડા, બહેડા આમળા, કડવા પરવળ. કડુ, મોરવેલ, વાવડીંગ બીયા ચિત્રા, શતાવરી, ત્રાયમાણ, લાન્ડીપીપર, ઇંદ્રજવ, અરડુસી, ભાગરો દેવદાર, કાળીપાટ, ખેરના ઝાડનીછાલ, રતાજળી, નસોતર, વરણો, કરીઆતુ, બાવચીનામુળ, ગરમાળાનોગોળ, શાખોટક સાગ, બકાનની છાલ, કરંજ. અતિવિષની કળી, વાળો, ઇંદ્રિવારણીનાંમુળ, જવાસો કપુરીમધુરી અને પીતપાપડો સર્વનો ક્વાથ લીન્ડીપીપર અને ગુગળના ચુરણ સાથે પીવાથી પક્ષાઘાત મટે છે તથા

વાતરક્ત, અઢાર પ્રકારના કોઢ, આદી નેત્રરોગ, અર્દિતવાત, શ્લી-પદ પ્રસુમરોગ અને મેદોદોષ મટે છે.

## ખરજવું

શરીર પર ફોલી નીકળી પછી ફુટીને ઝમે છે અને તેમા ઘાગં પડે છે તે ઘરા સુકાઇ જાય છે અને ઝરાવ છે, તેને ખરજવું કહેછે.

લસણ વાટીને લેપ કરવાથી ખરજવુ મટે છે લીંબોળીનુ તેલ ચોપડવાથી પણ મટે છે લુખસ તથા ખસના ઉપાયો કરવાથી ખર-જવું મટે છે.

## લુખસ

આખા શરીરપર ઘણી ચેળ આવે છે તથા ઝીણી ઝીણી ફોલીઓ થાય છે તેમા ચેળ આવે છે તથા ચામડી લુખી અને ખરછટ થાય છે તેને લુખસ કહે છે

ધમાસાના પાણીથી ન્હાવું તથા ત્રિફળાનુ પાણી ચોપડવુ.

મજીષ્ટાદિ કવાથથી મટે છે

સુખડનો લેપ કરવાથી મટે છે

ગંધક ૧ ડ્રામ; ગ્લીસરાઇન ૧ ડ્રામ અને ધોયેલુ ઘી ૧ આ-ઉંસ મિશ્ર કરી શરીર ઉપર ચોળવાથી મટે છે

નાદળીઆનો રસ, કામડાના પાનનો રસ અને ગળોઆનો રસ પૈકી કોઇ પણ રસ પીવાથી લુખસ મટે છે

**અર્ક પત્રરસ તેલ**—હળદરનો કલ્ક ૧ ભાગ સરસવનુ તેલ ચાર ભાગ અને આકડાના પાંદડાનો સ્વરસ સોળ ભાગ લઇ સર્વને એકત્ર કરી તેલ બાકી રહે ત્યા સુધી ઉકાળી તે તેલને ગાળી લઇ શરીરે ચોળવાથી લુખસ તથા ખસ મટી જાય છે.

પ્રથમ હલકો જુલાબ આપી પછી ગંધક રાા પૈસાભાર. બાવચી ચાર પૈસાભાર, સરાળ રાા પૈસાભાર, એ ત્રણેને ઝીણું કરી ગાયના ઘી ૧ શેરમાં મેળવી સાત દિવસ સુધી શરીરે ચોળવાથી મટે છે.

પારો તથા ગંધક એકેક રૂપીઆભાર લઇ ધતુરાના પાનના રસમાં મેળવી વાટી શરીરે ચોળવાથી મટે છે

## ખીલ—કરોળીઆ

જુવાનીમાં મોઢા ઉપર ખીલ થાય છે તે વાત કફમાંથી પીડા કરનાર મેદવાળી અને ઘાટા ફોલ્લા મોઢા ઉપર થાય છે તેને ખીલ કહે છે.

કાક્ષન [illegible] બાળી તેની રાખ સરકામાં મેળવી ચોપડવાથી મટે છે

લોધ્રાદિલેપ-લોદર, ધાણા અને વજનો લેપ કરવાથી મટે છે.

**અર્કપત્રરસ તેલ**—લુખસના રોગમાં આપેલું છે તે ચોપડવાથી મટે છે

**ગોરોચનાદિ લેપ**—ગોરોચન અને મરી એ બંને લઇ પાણીમાં વાટી તેનો લેપ કરવાથી ખીલ મટે છે

**સિદ્ધાર્થકાદિ લેપ**—સર્ષપ, ઘોડાવજ, લોદર અને સિન્ધવ સરખે ભાગે લઇ પાણીની અંદર વાટીને પછી લેપ કરવાથી મુખ ઉપરના ખીલ મટી જાય છે

કટકરીના પાણીથી મો ધોવાથી ખીલ તથા કરોળીઆ મટે છે.

તેલીઓ દેવદાર લીંબુના રસમાં ઘસીને ચોપડવાથી મો ઉપર થતા કરોળીઆ મટે છે

## દાદર.

ચામડી લાલ થઇ ઉપસી આવે છે અને ચામડી ઉપર સફેદ ફોતરી ઉપડે છે તેનો આકાર ચકરડા ચકરડું જેવો હોય છે તે ઘણી જાતના થાય છે લાલ અને કાળા

પીતપાપડાનો ભુકો વાટી ચોપડવો

કુવાડીઆના બી પાણીમા વાટી ચોપડવાથી મટે છે.

કાર્બોલીક એસીડથી જુની દાદર મટે છે

ફટકડી, ટંકણખાર અને મોરથુથાનું પાણી કેનું કરી ચોપડવાથી મટે છે.

મુખસમા આપલો અર્કપત્રસ્સ તેલ ચોપડવાથી મટે છે. કુવાડીયાનાં બી, બાવચી, સબવ, તલ, કઠ, હળદર, દારૂહળદર અને મોથ એ આઠ સરખે ભાગે લઇ વાટીને ચુરણ કરી તેમને છાસમાં વાટીને લેપ કરવાથી દાદર મટે છે.

દારૂડી, વાવડીંગ, હીંગળો, ગંધક, કુવાડીયાના બી કઠ અને સિંધવ એ સાતે સરખે ભાગે લઇ ચુરણ કરવુ પછી ધન્તુરાના આદડા, કડવા લીમડાના અને નાગરવેલના પાન લાવી ત્રણેનો જુદો જુદો રસ કાઢીને પછી એકેકા રસની અંદર તે ચુરણ વાટીને લેપ કરવાથી દાદર મટે છે ચરસ અને કન્ડુ મટે છે

રાઇના છાલા દહીમા ઘુંટીને જરા પાણી નાખી ચોપડવાથીમટેછે.

## વાળો.

ચામડીમાના કોઇ પણ ભાગમાથી લાલ રંગનો વાળો નીકળે છે અને તે ચામડીના ભાગમા દરદ થઇ સોજો આવી પાકી અને ફુટે છે તેમાથી તેનો છેડો બહાર નીકળે છે. તેને વાળો કહે છે

ઘઉના લોટની પોટીશ બાધી પકવવાથી વાળો નીકળી જાય છે અને ઘા ઉપર સીંદુર દબાવવાથી રૂઝાઇ જાય છે.

અરીઠાનો ગર તથા હીંગ બંનેને ગરમ કરી બાધવાથી મટે છે.

લસણ હીંગ તથા સાબુ સરખે ભાગે લઇ મિશ્ર કરી બાંધવાથી મટે છે.

એળીઓ ધાણાની ભાજી તથા કાસકીના પાદડાને છુદીને બાધવાથી મટે છે.

હસબ ગુલના બી, ગુલાબજમ કે દુધમા મેળવી વાટીને ચોપડવું તેથી વાળો મટે છે

ગળીના પાદડા વાટીને તેના પાણી સાથે શાકોતરી એળીઓ, પાયનો વાળો જડમુળથી નીકળી જાય છે, એવી રીતે કે પહેલે દિવસે ૨ માસા શીકોતરી એળીઓ ગળીના પાનના રસમા પલાળી મુકવો તે રાત્રી ઉપર પલાળવો ને સવારે હલાવીને પીવો, બીજે દિવસે ૪ માસા અને ત્રીજે દિવસે અર્ધાભાર ઉપર પ્રમાણે પીવાથી વાળાનુ દરદ મટે છે

મોટીહરડેદળ, બહેડાનીછાલ, આમળાની છાલ સુંઠ અને ભુગળીઓ નસોતર સવ બારીક વાટી ચાળી મદ કે સાકરસાથે પાક કરી રોજ સવારમા ૨૦ દિવસ સુધી ચાર માસા ખાવાથી વાળો કદાપી થતો નથી

### મસા-માઉ

શરીરના કોઇપણ ભાગ ઉપર નાના મોટા ચામડીમથી અકુરો ફુટે છે તેને મસા કહે છે.

અંધેડાનો મોર કે કળીચુનો લગાડવાથી મટે છે

ઘોડાના વાળથી કાપી નાખવાથી મટે છે.

પાપડીઓ ખારે દેવતા ઉપર મુકી ફુલાવી સફેત થાય ત્યારે બહાર કાઢી તેમા તેટલો જ કળીચુનો મેળવવો અને તેમા તેનો ત્રીજે ભાગ ડુંગરી નાખવી તે સવને ખુબ મેળવી ખુબ દાબીને મસા ઉપર મુકવાથી મસા જડમુળથી નીકળી જાય છે

મીઠુ અને પાણી મિશ્ર કરી મસા ઉપર હરરોજ ચોપડવાથી મસા જડમુળથી નીકળી જાય છે.

### વિપ દિકા-ચહઠ ફાટવા

આ રોગથી હાથ પગની ચામડીમા સોજો આવી બળ આવે

છે અને પછી ફાટો (ચીરો) પડે અને તેમા લાહ્ય બળે છે.

કોકમનું કે મેદીનું તેલ ચોપડવાથી મટે છે.

મેદીના પાનનો, કે રાળના લેપ ચોપડવાથી મટે છે.

રાળ ૧૦ પૈસાભાર, મીણ ૩ પૈસાભાર અને ઘી ૦ા શેર સર્વને દેવતા ઉપર મુકી ગરમ કરી પછી નીચે ઉતારી જ્યા વેઢ ફાટયા હોય ત્યા મસળવાથી મટે છે.

રાળ તથા મીઠું તેલ બંનેને દેવતા ઉપર ગરમ કરીને ચોપડવાથી મટે છે.

સફેત મીણ રૂ. ૧ ભાર તથા તેલ રૂ. ૨ ભાર લઇ ઉનું કરી મસળવાથી આરામ થાય છે

## ખોશ.

આ રોગથી ચામડી ઉપર નાના ફોલ્લા થાય છે અને પરૂ વહે છે અને ભરાય છે. ઘણુ ખરૂ હાથ તથા પગની આગળીઓની વચમા થાય છે.

ખોસવાળા દરદીએ જુલાબ લેવો.

ગંધકનો કે પારાના મલમનો લેપ કરવાથી મટે છે.

લીમડાના પાન ઉકાળી તેથી ન્હાવુ.

ગધકના ફુલ ૨ ડ્રામ તથા ૧ ઔંસ મીણનું મલમ બનાવી ચોપડવાથી મટે છે.

રેવંચીનો શીરો ૪ માસા, હરડે ૨૦ ભાર, સુંઠ ૧ માસો, શાફાતરીઓ એળીઓ ૪ માસા, એલચી દાણા ૧૫.પીંપર ૧ માસો એ છ ચીજો ખાડી ઝીણે લુગડે ચાળી ખલમા નાખી તેમા વિલાયતી સાબુ નાખી ખુબ ઘુંટી એક રસ થાય ત્યારે ચણા જેવડી ગોળીઓ

વાળી સુકવવી તે મોથ રોજ ત્રણ ગાળી રાત્રે સૂતી વખતે સાત દિવસ ખાવી ઉપર ઉનુ પાણી પીવુ તેથી ખોસ મટશે.

ગંધક ૩॥ પૈસાભાર. સચળ ૨॥ પૈસાભાર, બાવચી ૪ પૈસાભાર એ સર્વને બારીક વાટી ઝીણાં ચાળી ગાયના તાજા ઘીમા નાખી તેમાથી દરરોજ સવારે શરીરે ચોપડવાથી ખસનુ દરદ જડમળથી મટેછે.

## સોજો

શરીરના કોઇ પણ ભાગ ઉપર લોહીનો ભરાવો થઇ સુજે છે તેને સોજો કહે છે

સાટાડી, દેવદાર, સુન્ઠ, સર્ષવ અને સરગવાની છાલ એ પાચે દવા સરખે ભાગે લઇ તેને કાઝીની અંદર બારીક વાટીને સોજા ઉપર લેપ કરવાથી સઘળા પ્રકારના સોજા મટે છે.

હરડે, હળદર, ભારગી, ગળો, ચિત્રો, દારૂહળદર, સાટેડી, દવદાર અને સુંઠ સર્વના કવાથ કરી પીવાથી હાથ, પગ, મોઢું કે પેટ સર્વના સોજો તુરત મટી જાય છે

વાવડીંગ, દાતી મુળ કડુ. નસાતર ચિત્રા. દેવદાર, સુંઠ, પીપર, મરી, હરડે. બેહા, આમળા સાટાડીના મુળ સવ અકેક તોલો લઇ તેમાં હીરાકસી બે તોલા લઇ ચુર્ણ કરી એ ચુરણ ઉના પાણી સાથે ૦॥ થી ૧ તોલા સુધી પીવાથી સઘળી જાતના સોજા, પાડુ, કમળો અને બરોળ મટે છે.

તાલીમખાનાનો ઉકાળો કરી તે પાણી શરીરે ચોપડવાથી આખા શરીરના સોજા મટે છે.

નવા વાસનો કડકો, સીંધવ અને હળદર સર્વ ઘસીને સોજા ઉપર ચોપડવાથી સોજા મટે છે.

ઝેરકચુરા, સુરીજન, સુંઠ, સાટોડી, આબા હળદર, એરંડાની જડ એ સર્વે ગાયના મુતરમા ઘસીને ઉનું કરી ચોપડવાથી સોજા મટે છે.

એરંડાની જડ, ઇંદ્રિજવ, સુઠ, પીંપર, સાજીખાર, જવખાર, હળદર અને દેવદાર સર્વે બરાબર વજને લઇ વાટી તેથી ત્રીજા ભાગનો લોઢાનો કાટોડો (લવારને ત્યા લોઢાનો મેલ–ભુકો પડેલો હોય છે) બારીક વાટી તેની ભસ્મ તેમા મેળવી તેમાથી દરરોજ સવારમા ૧ પૈસાભાર ખાય તો સોજા મટે છે

## ગુમડા–ચાદા.

કોઈ જગ્યાએ સોજો થઇ અંદર બળતરા થઇ પાકે છે અને પરૂ નીકળે છે તેને ગડ કે ગુમડા કહે છે.

ગુમડા ઉપર અળસીની પોટીસ મારવી તેથી ગુમડું ફાટી જઇ રૂઝી આવશે.

ઘઉંના આટાની, ડુંગળીની અને લીબડાના પાનની પોટીસો બાધવાથી ગુમડા વેરાઇ જાય છે. અથવા ફાટી જાય છે.

શરપખાના મુળને ચોખાના ધોવરામણમા ઘસીને લેપ કરવાથી ગુમડુ રૂઝાઈ જાય છે.

સીંદુર સારો ચોખો શેર ૧. મીઠું તલનું તેલ શેર ૧, પીળું મીણ તો. ૨, કપુર તો. ૨ લેવાં, તેમા લોઢાની કડાઇમા સીંદુર નાંખી ખુબ ઘુંટવો પછી તેમા તેલ નાંખી ચુલા ઉપર મકી નીચે અગ્નિની ધીમી આચ કરવી. પછી એકાદ બે ઉભરા આવે અને જોઇએ તેટલો કઠણ અને કાળો થાય એટલે ઉતારતી વખતે મીણ તપાવી તેમા કપુર નાખી મેળવી કઢઇમા નાખી ખુદી એકરસ કરી ઉતારવું એ મલમથી ગુમડા, બદ, પાઠા, નાસુર, ચાદી, ગરમીના કોલ્લા, અને જખમો મટે છે ને મલમ ગુમડા વીગેરેને પકવી રૂઝ લાવે છે. વળી રસોળી, નરમ

ગાડ વીગેરે મટે છે. એ મલમમા પારો મેળવાને પટી મારવાથી દરદ બેસી જાય છે; તેમા મલમ તોલા ૬ લઇ તેમા તોલો ૧ પારો મેળવવો અને તેની પટી મારવી.

### દાઝવું.

દેવતાના સ્પર્શથી ચામડી લાલ થઇ ફોલ્લા ઉઠે છે તેને દાઝવુ કહેછે.

ટીંબરૂના છાલના ચુરણને ઘીમા ઘુંટી દાઝયા ઉપર લગાડવાથી મટે છે

કેરોસીનનું તેલ બળેલા ભાગ ઉપર લગાડવાથી રૂઝ આવે છે.

તલનું તેલ નવટાંક તથા ખાવાનો પલાળેલો ચુનો ૪ તોલા લઇ ભેગા કરી હાથથી હલાવવા ગભડી થાય કે તેમા રૂના પેલ ભીંજવી દાઝયા ઉપર ચોપડવા તુરત આરામ થાય છે.

જુની છોને બાળી પાણીમા વાટી તેલ સાથે દાઝેલા ભાગ ઉપર ચોપડવાથી ફોલ્લા મટે છે.

### હડકવા

કુતરા, બીલાડા, શિયાળ વિગેરે જાનવરો હડકાયા થયા પછી કોઇને કરડે તો તેને હડકવા થાય છે

હડકાયલું કુતરૂં કરડે તો તેના ડંખ ઉપર જળો મુકાવવી અને તે ડંખને છ માસ સુધી રૂઝાવા દેવો નહિ તે ડંખ રૂઝાય નહિ તે માટે તે ઉપર મોરથુથુ તથા જંગાલનો મલમ કરવો.

પાડાવેલાને પાણીમા વાટી તે વસ્ત્રથી ગાળી અને નવટાંક પાણી હડકવા પામેલું જાનવર કરડયા પછી પાવાથી ઉલટી થશે. અને ત્રણ માસ સુધી આ પ્રમાણે દર અઠવાડીએ ઉલટી કરાવવી જેથી ફાયદો થાય છે.

દેવ બાવળના પાદડાને નવટાંક દુધમા ઘુંટીને પીવાથી હડકવામાં ફાયદો થાય છે

હડકાયલુ કુતરૂં કરડે કે તુરત નિચેનો ઉપાય કરવો.

કસ્તુરી વાલ ૧. દરરોજ માસ છ સુધી ખાવી અને ઝખમને રૂઝાવે નહિને ઝરતો રાખવો તે ડખ ઝરતો રાખવા માટે સાજી,સિંધવ અને હીંગ માખણમા મેળવી જખમ ઉપર મકવાથી ડખ ઝરતો રહેશે.

## ભગંદર

સફરાની આસપાસ એક મોટુ ગંભીર વ્રણ થાય છે તેને ભગંદર કહે છે. ગુદાની આસપાસ એ આગળ છેટે દુષ્ટ થયલા માસ અને લોહીનો આશ્રય કરીને એક ગુમડું થાય છે. તેનું મુળ ઉડુ હોય છે. તેમા વેદના થાય છે પછી તે ફુટીને અંદર છીદ્ર પડે છે એ છિદ્ર મુત્રાશય પાસે હોવાથી તેમાથી નિરંતર મુત્ર શ્રવ્યા કરે છે અને દવા ન થવાથી દિનપ્રતિદિન તે છિદ્ર મોટું થાય છે. છેવટ તે છિદ્ર ભરતી અને ગુદાને મોટા કરે છે અને મોટા છીદ્રમા નાના છીદ્ર પડે છે અને તેમાથી મલ મુત્ર તથા શુક્ર બહાર નીકળે છે. તેને ભગંદર કહે છે,

વાવડીંગ, ત્રિફળા અને પીપર ૨ ભાગનુ ચુરણ મદ તથા તેલમા ચાટવાથી ભગંદર મટી જાય છે.

નસોતર, તલ. નેપાળો, મજીઠ અને સિંધવને ઘી તથા મદમા વાટી ભગંદર પર લેપ કરવાથી ભગંદર મટે છે.

ખેરની છાલ, હરડે, બહેડાં અને આંબળાં ચારેનો કવાથ ભેંસના ઘીની તથા વાવડીંગની સાથે પીવાથી ભગંદર મટે છે

**કાચનાર ગુગલ**—કાચનાર, ચમ્પાકાદી વૃક્ષની છાલ, દશ પલ. હરડા, બહેડા અને આંબળાં ત્રણે છપલ સુંઠ. મરી અને લીન્ડીપીપર ત્રણે ત્રણ ત્રણ પલ, વરણો એક પલ. એલચી, તજ અને તમાલ પત્ર ત્રણે એક એક કર્ષ એ સર્વ એકઠા કરી તેના ચુરણ

જેટલો શોધેલો ભેસો ગુગળ લઇ ઉપલા ચુરણ સાથે ભેળવી તે સર્વને ખલમા ઘુંટવું. અને એક ગોળો બનાવવો તે ગોળામાથી અકેક શાણની ગોળી કરવી એ ગોળી અનુકુળ અનુપાન સાથે ખાવાથી ભગન્દર મટે છે. વળી તેનાથી ભયંકર ગંન્ડમાળા, કંઠમાળા અપચી ગાંઠ ગુમડું વાયાનો ગોળો અને કોઢ મટે છે.

આ ગોળી ખરેસારનો કવાથ, હરડેનો કવાથ, અગર ઉનાપાણી સાથે આપવી

## વધરાવળ – અંડવૃદ્ધિ.

વરમથી કે પાણી કે લોહી ભરાવાથી ગાઠ થઇ વૃષણ વધીને મોટા થાય છે અને દડાની માફક ફુલે છે. તેને વધરાવળ કહે છે.

ગર્ભપાત ઉપર કહેલો મહારાસ્નાદિકવાથ પીવાથી વધરાવળ મટેછે.

સુંઠ, મરી, પીંપર, ત્રીફળા સર્વનો કવાથ કરી જવખાર તથા સિંધવ સાથે પાવાથી વધરાવળ મટે છે.

હરડેની છાલ, ધાણા અને કરીઆતું બબે તોલા લઇ લવંગ ૧।। તોલા ભાર, સોનામુખી, ૪ તોલાભાર અને સર્વથી દોઢ ગણી ખાંડ તથા તેટલુજ મદ નાખી સેવન કરવાથી અન્ડવૃદ્ધિ મટે છે.

રાસ્ના, ગળો, બલદાણાના મુળ, જેઠીમદ, ગોખરૂં અને દીવેલાનું મુળ એ ૭ એ વનસ્પતિનો કવાથ દીવેલ સાથે પીવાથી વધરાવળ મટે છે.

## ભુખ ન લાગતી હોય તેનો ઉપાય.

હળદર ૨ પૈસાભાર, સિંધવ ૨ પૈસાભાર, ચિત્રો ૩ પૈસાભાર, પીંપર ઝીણી ૬ પૈસાભાર એ સર્વે ઝીણી વાટીને તે ફાકી દરરોજ

ફાકવી જેથી ખાધેલુ અન્ન પચી ભૂખ લાગશે.

હીંગળાષ્ટક ચુર્ણ કે જે આગળ આપેલું છે તે ખવાથી ભૂખ લાગશે.

### આ ાશીશીનો ઉપાય.

આ રોગથી સુરજ ઉગે તે વખતે માથું દુખે જેમ જેમ સુરજ ઉગતો જાય તેમ તેમ વધારે દુખે અને સુરજ આથમવા માંડે કે માથુ ઉતરવા માંડે છે તે આથમી રહે ત્યારે માથું ઉતરી જાય છે

વજ મરી પીંપર, સુંઠ સર્વે પાણીમા ઘસીને પછી લુગડે ગળી નાકમા સુંઘે તો આદાશીશી મટે છે.

સુઠ માસા ૨॥, કેસર માસા ૨॥ અને ગાયનુ ઘી ૨॥ પઇસા ભાર લઇ સવ ખાંડી ગાયના ઘીમા મેળવી સુંઘવાથી માથાના તમામ રોગ મટે છે

માથાપર દશાગલેપ (બીજો ભાગ જુઓ.) કરવો.

### ધોળાવાળ કાળા કરવાની દવા

હરડા, બહેડા, આંબળા, ગળીના પાદડા લોઢાનો કાટાડો. અને ભાગરો સવે સરખે ભાગે લઇ બકરીના મુતરમા વાટીને લેપ કરવાથી ધોળા વાળ કાળા થાય છે.

ત્રણ આંબળા બે બહેડા અને એક હરડે પાચ કેરીના ગોટલાની ગોટલી અને લોઢાનો કાટાડો એક રૂપિઆભાર સવે લોઢાના વાસણમા વાટી આખી રાત એમને એમ રાખી બીજે દીવસે તેનો લેપ કરવાથી ધોળા વાળ તુરત કાળા થાય છે.

લોઢાનો કાટાડો, ભાગરો, હરડાં, બહેડા અને આંબળા તથા કાળા મરી એ છએનું ચુર્ણ શેરડીના રસમા એક માસ સુધી કુબાડીને પછી તે ચુરણનો લેપ કરવાથી ધોળા વાળ કાળા થાય છે.

## વાળ કાઢવાની દવા

હરતાલ બે શાણ, શંખ ચુરણ ૭ શાણ, ખાખરાનો ખાર બે શાણ એ ત્રણેને કેળના પાણીમા બારીક વાટીને વાળ કાઢી નાખવાની જગ્યા ઉપર સાતવાર લેપ કરવો કે જેથી વાળ જતા રહેશે.

શંખ ચુરણ બે ભાગ, હરતાળ એકભાગ મનસીલ અર્ધો ભાગ અને સાજીખાર એક ભાગ એ ચારે દવા પાણીની અંદર ઝીણા વાટીને વાળ કાઢી નાખવાની જગ્યા ઉપર પ્રથમ અસ્ત્રાથી વાળ કાઢી નાખી તેના ઉપર લેપ કરવો આ પ્રમાણે સાતવાર લેપ કરવાથી આ જગાના વાળ મુળમાથી નાશ પામે છે, તે ફરી ઉગતાજ નથી.

## ઉલટીની દવા

મીંઢળનુ ચુરણ કરી તેમા દુધ મેળવી પીવાથી ઉલટી થાય છે.

કડવી પરવલ, અરડુસી અને કડવા લીંબડાના પાદડા ત્રણેનું ચુરણ કરી ટાઢા પાણી સાથે પાવાથી ઉલટી થાય છે.

## જુલાબની દવા

નસોતર સિંધવ અને શુંઠનું ચુર્ણ લીંબુના રસમા ખાવાથી જુલાબ મટે છે.

હરડા બહેડા અને આમળા એકેક ભાગ લઇ ઉકાળી તેમા એ ભાગ દીવેલ નાખી પીવાથી જુલાબ થાય છે

## જુલાબ બાંધવાની દવા

બહુ જુલાબ થતો હોય તો આબાના ઝાડની છાલ ગાયના દહીંની અંદર વાટીને ડુટી ઉપર તેનો લેપ કરવાથી ઝાડા બંધ થશે.

બકરીનું દુધ ખાવાથી ઝાડા બધ થશે

## વિસ્ફોટક રોગની દવા.

દુધીઓ વછનાગ, અતિવિષ, કડવા, દુધીવાના બી, અને મૂળાનાં

બી સર્વ સરખે ભાગે લઇ કાંજીમાં વાટીને વિષ્ફોટક ઉપર લેપ કરવાથી વિષ્ફોટક તથા કીટ વિષકાર રોગ મટે છે.

શરપડો, જેઠીમદ, તગર, રતાંજલી, એલચી, બાળછડ, હળદર, દારૂહળદર, અને વાળો એ સર્વનું ચુરણ કરી પાણીમા વાટીને તેમા તેથી પાચમો ભાગ ઘી મેળવીને તેનો લેપ કરવો જેથી વિષ્ફોટક મટે છે તથા પાડુ, ગુમડુ, ચાઠા વિગેરે ગરમીના રોગો મટે છે.

## રતવા-વિસર્પ.

એ નાના છોકરાને થાય છે તેથી શરીર ઉપર ગેડ નીકળે છે અને ચામડી લાલ થઇ સુજે છે.

રાસના, કામળા, રતાંજલી, જેઠીમદ તથા બળદાણા વાટવા તથા દુધમા કાલવીને લેપ કરવાથી ફાયદો થાય છે.

કરીયાતુ, અરડુસીના પાન, કડુ, કડવા પરવળ, ત્રિફળા, રતાંજળી તથા લીમડાની અંતર છાલ સર્વનો ઉકાળો કરી પીવાથી રતવા મટે છે. તથા દાહ, તાવ, સોજો વિસ્ફોટક, ઉલટી તથા સોજો મટે છે.

ચંદ્રપ્રભા ગુટિકા તથા ત્રિફલા ચુર્ણ આપવાથી ફાયદો થાય છે.

---

# પ્રકરણ ૮ મું.

---

# પરચુરણ ઉપચારો

---

## આફરો અને અજીર્ણની દવા

**અજમો** દાદિ ચુરણ—અજમો, સિંધવ, સંચળ જવખાર, હીંગ, હરડે તમામ બરાબર ભાગ લઇ ચુરણ કરવું તે ૩૦ થી ૬૦ ગ્રેન આપવું તે આફરા અને અજીર્ણ ઉપર અપાય છે.

## સળેકમ ઉધરસ દમ અને મરડાની દવા.

અફીણ મોચરસ, બીલીનો ગર્ભ જાયફળ અને સુંઠ તથા ગાજો સરખે ભાગે લઇ તેની વાલ વ લ ી ગોળીઓ બનાવવી તેનાથી સળેકમ, ઉધરસ, દમ, મરડો ઝાડો. શુળ ચસકાઅને પેટનોદુખાવોમટેછે.

## સંગ્રહણી અને દમની દવા.

જાયફળ, અર્કમૂળ મરી, ટંકણખાર અફીણ અને ધંતુરાના બીજ અકેક તોલો લઇ મિશ્રકરી ખાંડીને આદુના રસમા ઘુટી અકેક વાલની ગોળીઓ બનાવી તેનાથી સંગ્રહણી તથા દમ મટે છે.

જાવંત્રી અને અફીણ અકેક તોલો. કસ્તુરી ૦।। તોલો ને કપુર ૦। તોલો લઇ તે તમામ ખાંડી ઝીણા વસ્ત્રથી ચાળી પાનના રસ સાથે બે ગ્રેનની ગોળા કરવી. આ ગોળી મીઠા પરમીયા તથા પુરૂષત્વ માટે અપાય છે.

## કોલેરાની દવા

અફીણ બે ભાગ, મરી ચાર ભાગ. લવીંગ ૨ ભાગ, કપુર ત્રણ ભાગ, હીંગ ચાર ભાગ, મરચા બે ભાગ એ સર્વે દવાને મિશ્ર કરી આદુના રસમા અકેક વાલની ગોળી કરવી આ ગોળી ઝાડો, ઉલટી કોગળીયું અને ચુંક ઉપર કલાકે કલાકે આપવી

## દમ અને ખાસીની દવા

અરડુસી, ગળો. દ્રાક્ષ, ભોયરીંગણી, એ દરેક ૦।। તોલા લઇ કવાથ કરવો અને મધ સાથે જવર. દમ અને ખાસી ઉપર આપવો, અરડુસાના પાનની થેપલી કરી જાંબુના પાનમા વાટી પુટ દીધા પછી તેનો રસ લેવો.

## વાગવાથી થએલા દરદની દવા

અસાળીયો. સાજીખાર, હળદર અને મેદા લકડી બરોબર ચીજો વાટીને વાગેલા ઉપર લેપ કરવાથી આરામ થાય છે.

**ગ્રંથી તથા ત્વક રોગની** દવા—આકડાના ફુલ અજમો. તથા જરા અફીણ લઇ તેની ગોળીઓ કરી ઉધરસ દમ તથા સસણી ઉપર આપવાથી મટે છે. વળી આકડાનું ઉપરનું ચુર્ણ અને જેઠીમદ નવ, નવગ્રેન લઇ મિશ્ર કરી ત્રણ પડીકા કરવા અને એક દિવસમાં ત્રણ વખત આપવાથી ખ.સી. દમ અને ગ્રથીં તથા ત્વચ રોગ મટેછે.

**પિત અને** દા**હની** દવા—આમળા. ગળો સત્વ અને ગોખરૂ સરખે ભાગે લઇ ચુરણ કરી સાકર સાથે ૦। તોલો ખાવાથી પિત અને દાહની શાતી કરી શકિત આપે છે.

**પેશાબમા જતી ધાતુ બંધ કરવાની** દવા—પેશાબમા ધાત જતી હોય તો એખરો, ધોળી મુસળી અને કવચા સરખે ભાગે લઇ ફાકી કરવી તે અકેક તોલો દરરોજ પીવી અને તેના ઉપર દુધ પીવું.

**ઝાડાની** દવા—કડા છાલ ૨ ડ્રામ. બીલીનો ગર ૨ ડ્રામ અને દાડમની છાલ ૧ ડ્રામ એ દવાને મિશ્ર કરવી, તે મરડા તથા ઝાડા ઉપર સારી અસર કરે છે.

**સંગ્રહણી**—કડાછાલ ૧૨॥ શેર. પાણી ૬૪ શેરમા ઉકાળતા સોળશેર પાણી રહે ત્યારે ઉતારી તેને ગાળીને ફરીથી ઉકાળી નરમ ગોળ જેવું કરવું પછી સંચળ:પીપર, જીરૂ. જવખાર. ધાવડીના ફુલ સિંધવ અને ઇંદ્રજવ એ દરેક દવા સોળ તોલા લઇ તેનું ચુર્ણ કરવું અને તેમ ઉમેરવું અને તે ૧ ડ્રામ મધ સાથે ચાટવાથી સંગ્રહણી મટેછે.

**કોલેરાની** દવા—અફીણ, ૧ ભાગ કપુર ૨ ભાગ. હીંગ ૩ ભાગ, મરી ૪ ભાગ અને લસણ પાચ ભાગ લઈ મિશ્ર કરી ગોળી કરવી તે ૧૦ ગ્રેન ખાવું. તેનાથી કોલેરા, ઝાડો. અજીર્ણ વિગેરે મટેછે.

**તાવની** દવા-ગળો, સુંઠ, પીંપર લવીંગ, પીપરીમુળ, લીંબડા છાલ, કડુ, મુખડ, તરડા અને તજ દરેક અકેક તોલો અરે કરીયાતુ, પાંચ તોલા લઇ ચુરણ કરી વસ્ત્રથી ચાળી નાખવું તેની ૦।। તોલાની પડીકીયો તે ગોળી બનાવવી, તેનાથી તાવ મટે છે.

કલંબો અતિવિષની કળી, કાકચીઆની મીંજ, લીમડાની લીંબોળીની મીંજ, કડુ, ઇંદ્રિજવ કાળી જીરી, તીખા અને કરંઆતાની પાંદડી સવ સરખે ભાગે લઇ ચુરણ કરી ગોળીઓ ૧ કે બે દ્રામની વાળવી તે તાવ માટે ઠંડા પાણી સાથે આપવાથી તાવ મટે છે.

**ધાતુપુષ્ટિની** દવા—કવચા તોલા ૩૨, ચાર શેર દુધમા ઉકાળી માવો કરવો તેમા ઘી અને સાકર મેળવી પાક કરવો તેમાંથી દરરોજ ૨ થી ૪ તોલા ખાવો આ પૌષ્ટિક તથા પુરૂષત્વ આપે છે.

**કસાજળ**-જસતને ઠીકરાના વાસણમા ભઠ્ઠીમા મુકવાથી ગરમ થાય અને ઉડી જઇ વાસણની ઉપરની બાજુએ તેના ફુલ બાઝે તે ફુલને વાટીને બહુ જ ઝીણો ભુકો કરવો તેને કસાજણ ( કસાજર) કહે છે. તે આખમા વ્યાધિ મટાડે છે. આવેલી આખ મટી જાય છે.

**મુત્રાવિરોધની** દવા—કાકડીના બી ૧ આંસ, તડબુચનાં બી ૧ આંસ, ચીભડાના બી ૧ આંસ, કાસની ૨ આંસ. સુરમો ૧૦ આંસ. સાકર ૯૦ આંસ અને પાણી ૧૬ આંસ સર્વને એકત્ર કરી પાણીમા ઉકાળી તે પાણી ગળી તેમાં સાકર તથા સુરમો ઉમેરી તેનું ૧૦ આંસ આપવાથી મુત્રાવરોધ તથા તાવ મટે છે.

કાકડાશીંગ, અતિવિષ અને પીપર સરખે ભાગે લઇ ચુરણ કરવું તે મદની સાથે નાના છોકરાને ચટાડવાથી ઉધરસ મટે છે.

## આવેલું મોઢું મટાડવાની દવા.

કાથો. એલચી, ખેરસાર, ચણકબાબ અને દાડમનો રસ સરખે ભાગે લઇ તેની ગોળીઓ કરવી તે મો આવ્યુ હોય કે ચાદા પડયાં હોય કે રૂધરસ થઇ હોય તો મટાડે છે.

**કરમની દવા**—કાળી જીરી બે તોલા, ગોળ અને મદ ચાર તોલા, કાળા મરી, સંચળ. જીરૂં, આબલી, દ્રક્ષ અને દાડમનો રસ એક એકેક તોલો લઈ મિશ્ર કરી તેમાથી અર્ધો તોલો દવા લેવી. તેથી મંદાગ્નિ જીર્ણજવર અને અજીર્ણ મટે છે. પીત પાપડા તથા કાળી જીરીનું સરખે ભાગે ચુર્ણ કરમ મટાડે છે.

**અતિસારની** દવા.—કોઠાનો ગળ ૮ ભાગ, સાકર ૬ ભાગ, દાડમનો રસ, આબલી, બીલી, ધાવણીના ફુલ, અજમોદ અને પીપર ત્રણ ત્રણ ભાગ, મરી. જીરૂ ધાણા. સચળ એલચી, તજ, તમાલપત્ર. નાગકેસર, ચીત્રા અને સુંઠ એકેક ભાગ લઇ મિશ્ર કરી ચુરણ કરી વસ્ત્રથી ચાળવું તે ૧ દ્રામ આપવાથી સંગ્રહણી અને અતિસાર મટેછે.

**સૂતિકા રોગની** દવા—પાકેલા જુના કઠણ જગ કોળાનો ૪૦૦ તોલા ગલ લઇ તેને કલઇવાળા વાસણમા બાફી તેનુ પાણી નીચોવી તે ગલને ગાયના ઘીમા સાંતળી પછી. વંશલોચન, તજ, એલચી, લવીંગ, જાવંત્રી, અને તમાલપત્ર દરેકના બબે તોલા લઇ કપડછાણ ચુરણ કરી તેમા મેળવવુ. ધોયેલી સાકરની ચાસણી ૪૦૦ તોલા કરી તેમાં ૨ તોલા કેસરનું પાણી નાખી તેમા કોળાનો ગલ તથા ઉપલી દવાઓ નાંખી હલાવી થાળમા ઠારવું પછી તેના ચોસલા પાડવાં તે ૨ થી ચાર તોલા દરરોજ આપવો તેનાથી ધતુપુષ્ટિ થાય છે. તથા વાત, પીત્ત કફ ક્ષય, જીર્ણ જવર, પ્રદર, પાંડુરોગ સૂતિકા રોગ તથા રકત દોષ મટે છે.

**ગલોનો અર્ક**—૪ ઔંસ ગળોના ઝીણા કડકા કરી એક પા-ઇંટ પ્રુફ સ્પીરીટમા સાત દિવસ સુધી એક વાસણમા બંધ કરી પલાળી રાખી પછી ગાળી લેવુ તે ૧ થી ૪ ડ્રામ આપવું.

**ગળોનું હિમ**—૧ ઔંસ ગળોના બારીક કકડાને દશ ઔંસ ઠંડા પાણીમા ૪ કલાક ભીંજવી રાખવા પછી પાણી ગળી લેવું તે ૧ થી ૩ ઔંસ આપવું.

**ગળોનું સત્વ**--ગળોના બારીક કડકાને કચરીને પાણીમાં ચોળી ને પાણી ગાળી લેવુ પછી સ્થિર રાખવું એટલે તળીએ સફેદ સત્વ બેશી જશે. ઉપરનુ નિતર્યુ પાણી કાઢી લઇ સત્વને સુકાવા દેવું તે સત્વ સ્વાદ રહિત હોય છે. ૧૦ થી ૩૦ ગ્રેન આપવુ

**ગળોનો ઘન**—ઉપર મુજબ ગળોને ચોળી પાણી ગાળી લઇ તેને ચુલે બાળવું. તેનો ઘન (માવો) થવા દેવો. એ બહુ ગુણકારી છે.

**યોગરાજ ગુગલ**--ચિત્રક મુળ, પીપર, અજમોદ, કાળીજીરો. અજમો, જીરૂ, દેવદાર ચવક, એલચી. સિંધવ. રાસ્ના, કોલીજન, ગોખરૂ, ધાણા. ત્રિફળા, મોથ, મરી, સુંઠ, તજ, જવખાર, તલીસપત્ર, અને તમાલપત્ર દરેક સરખે ભાગે લઇ તમામના વજને જેટલો ગુગલ લઇ ઘીની સાથે મિશ્ર કરવું ાા તોલો ખવરાવવી. સધિવા, પક્ષા-ઘાત અર્દિતા અને કટીગળ મટે છે.

**કેશોર ગુગળ**—ગુગળ. ત્રિફળા અને ગળો એ ત્રણે બશેર બ-શેર લઇ એક એક મણ પાણીમા ઉકાળીને અર્ધું પાણી રહેવા દેવું. તેને ગાળીને લોખંડના વાસણમા ઉકાળી નરમ ગોળ જેવું થવા દેવું. અને તેમા ત્રિફળા, ગળોનું સત્વ આઠ આઠ તોલા. સુંઠ, મરી. અને પીંપર બબે તોલા, દાતીમૂળ અને નસોતર એકેક તોલો તથા વાવ-ડીંગ ચાર તોલા તમામનું ચુરણ કરી મેળવવું. ાા થી ૧ તોલા સુધી

આપવું ત્વચા રોગ અને રકત દોષ મટાડે છે.

**રાસ્ના ગુગુલ**—રાસ્ના. સુંઠ એરંડાનું મુળ, દેવદાર અને ગળોનું સત્વ એકેક ભાગ લઇ તેના કુલ વજનજેટલો ગુગુલ મેળવી, ઘી અથવા મધની સાથે નાના બોર જેવડી ગોળી વાળવી તે સંધિવા અને વાયુ તથા ત્વચા રોગ મટાડે છે.

**ચણોઠીપાક**—સંકેત ચણોઠીને ભરડીને દાળ કરવી અને તેનાં ફોતરાં કાઢવા તે દાળને દળીને લોટ કરવો. પાચશેર દુધમાં આ લોટ પાશેર નાખી તેનો માવો કરવો સાકરની ચાસણીમાં આ માવો તથા એલચી, જાયફળ અને જાવંત્રી વિગેરે તેજાનો મેળવવાથી પાક તૈયાર થાય છે. તે વિર્ય પૌષ્ટિક છે.

તજ. તમાલપત્ર. નાગકેસર. અને એલચી તે સરખે ભાગે લઇ તેનું ચુરણ કરવું તે ાા થી ૧ ડ્રામ આપવુ તેથી ખાસી દમ અરૂચી તથા વાયુ ઉપર વપરાય છે.

**જેઠીમદની ગોળી**—ઘઉંનુ સત્વ ૪ તોલા, જેઠીમધ. સાકર કડાયો ગુંદ, તથા બાવળનો ગુંદ બબે તોલા મરી ાા તોલો અને કેસર ા તોલો મિશ્ર કરી તેની ગોળી બબે વાલની કરી ઉધરસ માટે મોમા રાખી રસ ઉતારવાથી ઉધરસ મટે છે.

ઝેરકચોલા, હીંગ, ગંધક, સિંધવ. પીંપર, સુંઠ, મરી. અને હરડે સરખે ભાગે લઇ ચણા જેવડી ગોળીઓ કરવી. ચન દિવસમાં બે ત્રણ ખવરાવવાથી, જુનો પક્ષાઘાત. વાયુ અને ગુલ્મ મટે છે.

**તાલીસાદિ ચુર્ણ**—તાલીસપત્ર અને એલચી એકેક તોલો, મરી, સુંઠ, અને તજ બબે તોલા, પીંપર અને વંશલોચન ચાર ચાર તોલા તથા સાકર સોળ તોલા બધી મિશ્ર કરી વાટી ચુરણ કરવું. તે ચુરણ ખાંસી, દમ, તાવ અને અજીર્ણ મટાડે છે.

**દાડમવટી**—જાવંત્રી, જાયફળ, લવીંગ, એલચી, હીંગળો, લેંડ-દર, માયા, અતિવિષ, ધાવણીના ફુલ, મોચરસ, કાથો, અજમોદ અ-ને ભાગ દરેક એકેક ભાગ, તથા અફીણ અને બીલી દરેક બબે ભાગ લઇ ખાંડી ચાળીને કાચા દાડમમા પુટ દેવું પછી તેની ચણા જેવડી ગો-ળી કરી સવાર સાંજ બબે ગોળી છાસની સાથે આપવાથી મરડો મટે છે.

દાડમની છાલ અને સાકર બબે દ્રામ તજ, તમાલપત્ર અને નાગકેસર અરધો અરધો દ્રામ તથા ધાણા એક દ્રામ લઇ તેનું ચુરણ કરવુ તે ઝાડો મરડા તથા હરસ ઉપર અપાય છે

**દાડમાષ્ટક**—દાડમની છાલ તથા સાકર એકેક શેર, વાસ કપુર બે તોલા એલચી, તજ તમાલપત્ર અને નાગકેસર અઢી અઢી તોલા અજમો. ધાણજીરૂં પીંપર, મરી અને સુંઠ પાંચ પાંચ તોલા લઇ મિશ્ર ચુર્ણ કરવું તે ચુરણ દિવસમા ૧ થી ૨ દ્રામ ખાવાથી સંગ્રહણી તથા અરૂચી મટાડે છે.

**દેવદારાદિ ક્વાથ**—દેવદાર વજ મોથ. કરીઆતુ, ધમાસો, ગોખરૂ, કાળીજીરી. કડુ, કડુ, અતિવિષ્ટ કાયફળ. રીંગણી પીંપર, ગજપીપર સુંઠ, હરડા,કાકડાશીંગી, ધાણા અને ગળો સરખે ભાગે લઇ તે ખાંડી ચુર્ણ કરવું તેમાથી ચાર તોલા ચુર્ણ બશેર પાણીમા ઉકાળવું તે અધો શેર પાણી રહે એટલે ઉતારી તેનો ૦॥ ભાગ સવારે અને ૦॥ ભાગ સાંજે પીવો. આ કવાથ પીવાથી સુતિકા રોગ મટે છે.

**કેશરાદિ ગોળી**—કેસર, રસકપુર, સાકર, સુખડ, લવીંગ અને જાવંત્રી સરખે ભાગે લઇ તેની મગ જેવડી ગોળી કરવી ઉપદંશ વિ-ગેરે રોગ ઉપર ૧ થી ચાર ગોળી દરરોજ ખાવાથી ફાયદો થાય છે.

[illegible]

લાજીત, એલચો દરેક એક એક ભાગ કેળાના પાણીમા ઘુંટી એ-
કત્ર કરી ૨ થી ૪ ગ્રેન ખાવાથી. ઉપદંશ પ્રમેહ કમળો અને વાત-
પિત્ત મટે છે.

**બદામપાક**—બદામની મીંજ ખાડેલી ૧। શેર, દુધનો માવો
૧॥ શેર, ચાર શેર સાકરની ચાસણીમા નાખી જરા હલાવી ઠારવું
તેનાં ચોસલા પાડી દરરોજ સવારે એક ચોસલું ખાવું. તેમાં ખસ-
ખસ એલચી વિગરે તેજાનો નંખાય છે તેથી નબળાઇ ધાતુની ક્ષીણ-
તા તથા આખ અને મસ્તકની ગરમી મટાડે છે.

**ક્ષય અને દમ**—જાયફળ, તાલીસપત્ર રતાજળી સુંઠ, લવીં-
ગ, જીરૂં, કપુર, હરડાં આબળો, મરી, પીંપર વાસકપુર. તજ, એ-
લચી. તમાલપત્ર. અને નાગકેસર દરેક બબે તોલા, ભાગરો ત્રીસ તોલા
અને તે બધાના જેટલી સાકર મેળવી સર્વનુ ચુર્ણ કરવું તે ૧
ડ્રામ આપવાથી ખાંસી દમ અને ક્ષય મટે છે.

**મજીષ્ટાદિ કવાથ**—( ત્વચારોગ ) મજીઠ, ઇંદ્રજવ, નાગરમોથ,
સુંઠ. હળદર, દારૂહળદર, લીંબડા છાલ, પટોળ. કડુ. વાવડીંગ, દેવદાર
કડાછાલ. પીંપર. હરડા, બહેડા, આબળા. કરીયાતુ. અરડુસાની છાલ,
અતિવિષ, બહેડા, વાળો ગળો, નસોતર, અને પોખર મળ દરેક અકેક
તોલો લઇ તેનાં છ પડીકા કરી દરરોજ એક પડીકું પાણીમા ઉકા-
ળી સવાર સાજ પીવાથી તમામ ત્વચા રોગ મટે છે.

**સતત જવર**—રતાજલી, પદમક, ધાણા, ગળો, લીંબડાની અં-
તર છાલ તથા વાળો સરખે ભાગે લઇ તેનો કવાથ કરી પીવાથી
સતતજવર, ઉલટી, તૃષા, બળતરા અને ઉધરસ મટે છે.

**ઉલટી**—રાઇ, લોદર, વજ અને સિંધવ સર્વ સરખે ભગે લઇ
ચુરણ કરવું તે ગરમ પાણી સાથે એક તોલો આપવાથી ઉલટી થાય છે.

**રાશના પચક ( સંધિવા )**—રાસના, ગળો, દેવદાર, સુંઠ અને એરંડા મૂળ દરેક અર્ધો અર્ધો તોલો લઈ કવાથ કરી સંધિવા ઉપર પીવાથી મટે છે.

**ઝાડો મરડો**--રાળ, મોચરસ, ઓથમીજીરૂ, અને કાથો સરખે ભાગે લઇ બારીક ચૂરણ કરવું તેમાંથી દીવસમા બે ત્રણ વાર પાપા તોલો દહીંની સાથે લેવું તેથી મરડો તથા ઝાડો મટે છે.

**અજીર્ણ**-લવીંગ, સુંઠ અને અજમો તે ત્રણ સરખે ભાગે લઇ તેની ગોળમા ગોળી કરી આપવાથી અજીર્ણ મટે છે.

**આનંદ ભૈરવ**—તાવ વિગેરે ઉપર મરી, હીંગળોક, લીંડીપીપર, ટંકણખાર, અને વછનાગ સરખે ભાગ લઇ તે ૧ થી ૨ તતીની ગોળીઓ કરવી તે તાવ. અતિસાર, સંગ્રહણી, હરસ, તથા મંદાગ્નિ મટાડે છે.

**તાવ, સધિવા**—વછનાગ અને લવીંગ અર્ધો અર્ધો તોલો, પીંપર, ગધક અને કાળા મરી બબે દ્રામ અને અર્ક મૂળ એક દ્રામ લઇ ચુર્ણ કરી પાચ પાચ ગ્રેનની ગોળીઓ કરવી જેથી તાવ, સંધિવા ચસ્કા ધનુર, અજીર્ણ અને ઝાડા ઉપર ૧ થી બે ગોળી આપવાથી ફાયદો થાય છે.

**સીતોપલાદિ ચુર્ણ-ખાસી તથા દમ**—વાસકપુર ૮ તોલા, પીપર ૪ તોલા, એલચી ૨ તોલા, તજ ૧ તોલો અને સાકર ૧૬ તોલાનું મિશ્ર ચુર્ણ કરવું. ને ૧ દ્રામ મધ અને ઘીની સાથે આપવાથી ખાસી તથા દમ મટે છે.

**ધાતુપુષ્ટિ** –શતાવરી રસ, ઘી અને દુધ ચાર ચાર શેર લઇ સાથે ઉકાળતા ફક્ત દુધ અને રસ બળી જઇ ઘી રહે ત્યારે ઉતારવુ

આ ઘી સાકર, મદ અને પીંપર સાથે ખાવાથી પુરૂષત્વપણું આપી પુષ્ટ બનાવે છે.

**હરસ અને અજીર્ણ**—મરી ૧ તોલો, શુંઠ ૨ તોલા, ચિત્રક ૪ તોલા, સુરણ ૮ તોલા અને ગોળ ૧૬ તોલા લઇ ચુરણ કરી તેની ૧ તોલાની ગોળીઓ કરવી તેથી હરસ અને અજીર્ણ મટે છે.

**ચાંદાં રૂઝવવાનો મલમ**—સોનાગેરૂ ૪ તોલા ફુલાવેલ ફટકડી ૧ તોલો ધાવડીના ફુલ ૧ તોલો, મોરથુથુ ૫ વાલ, મુડદાલશીંગ, ૨।। તોલા, શખજીરૂ ૧ તોલો, રાળ ૨।। તોલા. મીણ ૨।। તોલા તેલ ૧૭ તોલા. લઇ તેલને ગરમ કરી તેમા રાળ ઓગાળવી પછી સર્વ ચીજનો ઝીણો ભુકો કરી તેમા મેળવવો તે મલમ ચાંદા તથા જખમ મટાડે છે.

સુવર્ણ **વસંતમાલતી ક્ષયને માટે**--સોનાના પાન ૧ ભાગ મોતી ૨ ભાગ હીંગળોક ૨ ભાગ મરી ૪ ભાગ અને ખરપર (ખાપરીયું) ૮ ભાગ લઇ એકત્ર ઘુંટી માખણ તથા લીંબુનો રસ લઈ જ્યાં સુધી સોનાના પરમાણુ આદૃશ્ય થાય ત્યા સુધી ઘુંટવુ તે મદ તથા પીંપર સાથે ઘુંટવાથી ક્ષય મટે છે

કાથો, એલચી અકેક ભાગ તથા સોમલ અર્ધો ભાગ લઇ ગુલાબ જળમા ઘુંટીને બાજરીના દાણા જેવડી ગોળીઓ કરવી તે સન્ધિવા ત્વચારોગ તથા અજીર્ણ ઉપર આપવાથી ગુણ થાય છે.

**હીંગાષ્ટક ચુરણ**--શેકેલી હીંગ, જીરૂ, મરી અજમો, પીં-સીંધવ. સુંઠ અને શાહજીરૂ સરખે ભાગે લઇ તેનુ ચુરણ કરવું તે ૧૦ થી ૪ ગ્રેન આપવાથી ચુક અજીર્ણ તથા મંદાગ્નિ ઉપર આપવું.

**બાળગોળી**--બાળકોના તાવ, અતિસાર ખાસી ઉદરસ અને ઉલટીની દવા મોથ, પીંપર, અતિવિષ અને કાકડાશીંગી સરખે ભાગે લઇ મદ સાથે ગોળી વાળી ૧ રતીથી ૩ રતી સુધી આપવાથી બાળકના ઉપરના રોગ મટે છે.

**સંગ્રહણી રોગ**—ચિત્રક મળ, ચવક કાચા બીલા અને સુંઠ, સરખે ભાગે લઇ ચુરણ કરી એક તોલો લઇ ચારગણી છાસ સાથે ખાવાથી સંગ્રહણી મટે છે.

**ઉલટી બેસી જવાની દવા**—એલચી લવીંગ, નાગકેસર બોરનાં બીજ, પીપર, ધોળી સુખડ, શેકેલી ડાંગર તથા ગરૂંલાનું ચુરણ મધ તથા સાકર સાથે તોલા ૦ાથી,તો.૦ાા સુધી ખાવાથી ઉલટી બેસી જાયછે.

## પ્રકરણ ૯ મું

### સ્વરસ

સ્વરસ બનાવવાની રીત પ્રકરણ ૧ ઠામા જુઓ.

**ધાત્રિસ્વરસ**—આમળાનો સ્વરસ હરદરના ચુર્ણ અને મધની સાથે પીવાથી સર્વ જાતના પ્રમેહ તથા બળતરા અને દાહ મટે છે. તો. ૨ાા થી ૫ સુધી.

**દ્રોણ પુષ્પીપત્રજ સ્વરસ**--તુલસીના પાનનો સ્વરસ મરીના ચુર્ણની સાથે પીવાથી વિષમજ્વર મટે છે. ૦ાાા થી ૧ સુધી પીવો.

**જામ્બુ પલ્લવ સ્વર**—જાંબુના પાદડાનો સ્વરસ મદની સાથે પીવાથી બધ કર રક્તાતિ સાર (લોહી સાથેનો ઝાડે ) મટે છે તો ૧ થી ૨ સુધી પીવો

**આમપલ્લવ સ્વરસ**--આમ્બાના પાંદનો સ્વરસ ધીની સાથે પીવાથી લોહી સાથે પડતો ઝાડો મટી જાય છે

**જામ્બાદિ સ્વરસ**—જાંબુ અને આંબો એ બંનેના પાનનો સ્વરસ મદ, ઘી અને દુધની સાથે પીવાથી ઝાડે લોહી પડતું હોય તે

**કુટજત્વ સ્વરસ**—કડાછાલનો સ્વરસ પીવાથી સર્વ પ્રકારના ઝાડા મટે છે.

**સ્નોનાકત્વ સ્વરસ**—અરડુસાની છાલનો સ્વરસ પીવાથી સર્વ પ્રકારના અતિસારો મટે છે.

### ઉન્માદ રોગો.

**કુષ્માન્ઠ સ્વરસ**—ભુરા કહોળાનો સ્વરસ પીવાથી સર્વ જાતનો ઉન્માદો મટી જાય છે અને તે ગોળ સાથે પીવાથી કોદરા ખાવાથી ચઢેલો મેણો ઉતરી જાય છે.

**શંખીનિ સ્વરસ**--ધોળા ફુળની શંખાવળીનો સ્વરસ મદ અને કઠના ચુરણની સાથે પીવાથી સર્વ જાતના ઉન્માદ રોગો મટે છે.

**ષટ ગ્રન્થા સ્વરસ**—ઘોડાવજનો સ્વરસ, મદ અને કઠના ચુરણની સાથે પીવાથી સર્વ જાતના ઉન્માદ રેગો મટે છે.

**બ્રહ્મી સ્વરસ**--બ્રાહ્મી ( ભરમી )નો સ્વરસ મદ અને કઠનું ચુરણ મેળવી ૨॥ થી ૫ તોલા સુધી પીવાથી સર્વ જાતના ઉન્માદ રોગો મટે છે.

**શતાવરી રસ**—સતાવરીનો સ્વરસ મદ સાથે પીવાથી પિત્તશુળ મટેછે. માત્રા ૨॥થી ૫ તોલા તેમા ઘી મેળવી ખાવાથી રતિશકિત વધેછે.

**બીજુરસ્વરસ**—બીજોરાના મળનો સ્વરસ મદ તથા જવખારની સાથે પીવાથી પાર્શ્વશુળ, હૃદયનું શુળ, બસ્તિ શુળ અને દારૂણ કોઠાનું વાયુ મટે છે.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### પુટપાક

પુટપાક બનાવવાની રીત પ્રકરણ ૬ માં જુઓ.

**અરલપુટપાક**—અરલની છાલને વાટી પુટપાક પ્રમાણે રસ કાઢી

તે રસ મદ તથા મોચરસનું ચૂર્ણ નાંખી પીવાથી સર્વ અતિસાર મટે છે.

શુંઠીપુટપાક-શુંઠના ચુરણમાં ઘી મેળવી ગોળો કરી એરંડાના પાનમાં વાટી ઉપર માટીનો થર દઇ અગ્નિમા શેકી તેનું ચુરણ કરી સાકર મેળવી ખાવાથી અતિસાર મટે છે.

દાડિમપુટપાક—પાકેલા દાડમને પુટપાકની રીતથી પકાવી રસ કાઢવો અને મદ મેળવી પાવાથી સર્વ અતિસાર મટે છે.

વાસાપુટપાક—અરડૂશીના પાનને વાટી તેનો પુટપાક બનાવી મદ સાથે તો. ૨ થી ૪ પીવાથી રકતપિત્ત,ખાંસી ક્ષય અને કફ મટે છે.

બીભીતકપુટપાક--બેડાની છાલને ઘીનો કરમરો દઇ તેના ઉપર ઘઉના લોટનો લેપ કરી પુટપાક કરી તેની છાલ મોંમાં રાખવાથી ખાસી, શ્વાસ અને સાદ બેસી ગયો હોય તો તે મટે છે.

કંટકારીપુટપાક--ભોંયરીંગણીનું આખું ઝાડ તાજુને તાજુ વાટીને ગોળો કરી પુટપાક કરી રસ કાઢી તે રસ પીપરના ચુરણ સાથે ખાવાથી ખાસી, દમ અને કફ મટે છે.

સુરણપુટપાક--સુરણનાં કંદને વાટીને તલનું તેલ તથા સીંધવ મેળવી તેનો પુટકાક કરી રસ કાઢી તો. ૨ થી ૪ સુધી ખાવાથી હરસ મટે છે.

## પ્રકરણ ૧૧ સું.

### કવાથ

કવાથ કરવાની રીતો પ્રકરણ ૬ જુઓ.

અમૃતાષ્ટક—ગળો, લીંબડીની અતર છાલ, કડુ, મોર ઇન્દ્રજવ, સુંઠ કડવા પરવળ, રતાજળી સર્વનો કવાથ કરી પીંપરના ચુરણ સાથે પીવાથી પિત્ત કફ જવર, ઉલટી, અરૂચી,: લાળ વહેવી, દાહ અને તરસ મટે છે.

**અતિવિષાદિક્વાથ**—અતિ વિષ, વાળો, બીલી, ઈન્દ્રજવ, અને મોથ, સરખે ભાગે લઇ ઉકાળો કરી પીવાથી લોહી ,તથા આળ સાથે પડતા આમાતિસાર મટે છે અને મળ શુદ્ધિ કરે છે.

**અર્કાદિક્વાથ**—આકડાના મૂળ, જીરૂ, ત્રિકટું ભારંગમૂળ, ભોંયરીંગણી, કાકડાશીંગી અને પુષ્કર મૂળનો કવાથ ગાયના મૂત્ર સાથે પીવાથી શીતાંગ સન્નિપાત, તાવ, અને કફ મટે છે.

**અર્કાદિકવાથ**—આકડાનામૂળ. ધમાસો, કરીયાતું, દેવદાર, રાસ્ના, વજ, નગોડ, અરણીનાં મળ. સરગવાની અંતરછાલ, પીંપર, પીપરીમૂળ, ચવક, ચિત્રકમૂળ, સુઠ, અતિવિષ અને ભાગરો સરખે ભાગે લઇ કવાથ કરી, ત્રિદોષ, ધાનુર્વા, સીત, ઉદરસ, દમ અને સૂતિકા વાતરોગ મટે છે.

**આંવળ** ગુંજાદિ કવાથ--આમળા, ખેરસાર બનેનો કવાથ કરી બાબચીના ચુરણ સાથે પીવાથી ધોળો કોઢ મટે છે.

**અગ્નિમંથકવાથ**-અરણીના મૂળની છાલ તોલા ૨ા લઇ સોળ ગણા પાણીમા કવાથ કરવો તે ૨ા થી ૫ તોલા પીવાથી ઇક્ષુમેહ તથા વસા મટે છે.

**અભયાદિકવાથ**--હીમજ (હરડે) નાગરમોથ, ધાણા, રતાંજલી, પદમક અરડુસીનાં પાન, ઇંદ્રજવ, વાળો, ગરમાળાનો ગોળ. કાળીપાટ, સુંઠ અને કડુ સર્વનો કવાથ કરી પીપરના ચુરણ સાથે પીવાથી ત્રિદોષ જવર તરસ દાહ. ખાસી. લખલખાટ, દમ, અને તંદ્રા મટશે તેમજ મળ મૂત્ર, વાયુ, ઝાડાનો કબજો, ઉલટી, મોનું સુકાવું, અને રૂચી મટાડી દીપન પાચન કરે છે.

**આરગીવાદિ કવાથ**--ગરમાળો, પીપરીમૂળ, નાગરમોથ, કડુ, હીમજ સર્વનો કવાથ કરી પાવાથી કફનો તાવ, આમમળ અને બંધકોશ મટે છે.

ઈંદ્રિયવાદિ કવાથ--ઇંદ્રજવ, ધાણા, પટોલને કવાથ, મદ તથા સાકર સાથે પીવાથી સર્વ અતિસાર મટે છે.

કંટકાર્યાદિ પાચન--બે જાતની ભોંયરીંગણી,સુંઠ, ધાણા,અને દેવદારનો કવાથ કરી પીવાથી સર્વ જ્વર મટે છે અને પાચન કરે છે.

કુટનીષ્ટ કવાથ--કડાછાલ અતિવિષ, કાળીપાટ, ધાવડીનાં ફુલ. લોદર, નાગરમોથ, કાળો વાળો, અને દાડમની છાલનો કવાથ મદ તથા મોચરસના ચૂર્ણ સાથે પીવાથી અતિસાર મટે છે. વળી દાહ, લોહી મળ અને આમ સાથેનો ઝાડો મટે છે.

ખાસી કવાથ--વરીયાળી, કાળો હંસરાજ, કમળફુલ, અરડુસીનાં પાન, ગરમાળો, કાળીદ્રાક્ષ, વડગુદા તથા જેઠીમદનો કવાથ મદ સાથે પીવાથી સર્વ પ્રકારની ઉદરસ મટે છે.

ગુડુચ્યાદિ કવાથ--ગળોનો કવાથ પીપરના ચુર્ણ સાથે પીવાથી જીર્ણજ્વર મટે છે.

ગ્રંથ્યાદિ કવાથ--પીંપરીનળ, ઇંદ્રજવ, દેવદાર, ગુગળ, વાવડીંગ, ભારિંગમૂળ, ભાગરો સુંઠ, પીપર, મરી, ચિત્રક મળ. કાયફળ, ઉપલેટ, રાસ્ના, હરડે. ભોયરીંગણી બેઠી, અજમો, નગોડ, કરીયાતુ-વજ ચવક અને કાળીપાટનો કવાથ પીવાથી સન્નિપાતનો તાવ મટે છે.

ગોક્ષુરાદિ કવાથ—ગોખરૂના પાચ અંગોના મળ સાથે કવાથ કરી સાકર તથા મદ સાથે પીવાથી પ્રમેહ મટે છે તથા જવખાર નાખી મૂત્રકચ્છ રોગ મટે છે.

ચાતુર્ભદ્રાદિ કવાથ--ગળો. અતિવિષ, સુંઠ, અને મોથનો કવાથ પીવાથી આમ સાથે સંગ્રહણી મટે છે મળને બાધે છે તથા દીપન પાચન કરે છે.

જલધરાદિકવાથ—મોથ, રતાંજળી, સુંઠ, વાળો, કાળો વાળો

અને પીતપાપડાનો કવાથ કરી પીવાથી રૂદ્દાહસન્નિપાતનો તાવ મટે છે.

તિક્તાદિ ક્વાથ—કડુ, મોથ, ઇંદ્રજવ કાળીપાટ અને કાયફળનો કવાથ સાકર સાથે પીવાથી પિત્તજવર મટે છે.

ત્રિફલાદિ કવાથ—હરડે, બહેડા, આંબળા, દેવદાર, નાગરમોથ, અને ઉંદરકની તથા સરગવાની છાલનો કવાથ પીપર તથા વાવડીંગના ચુર્ણ સાથે પીવાથી કૃમી રોગ મટે છે.

દશમૂળ કવાથ—શાલવણ મૂળ પીઠવણ મૂળ. બે ભોયરીંગણીના મૂળ, ગોખરૂનાં મૂળ, બીલીના મૂળ, અરણીના મૂળ, અરડુસાના મૂળ, શીવણ મૂળ, અને પાટલા મૂળનો કવાથ પીંપરના ચુરણ સાથે પીવાથી વાત કફનો તાવ, સન્નિપાતનો તાવ, સુવાવડી સ્ત્રીના સર્વ વિકારો અને શોથ, શીતતા, અતિ પરસેવો, શ્રમ, ખાંસી દમ, તંદ્રા અને મસ્તક શુળ મટે છે.

દાર્વ્યાદિ કવાથ—દારૂ હળદર. રસવંતી, નાગરમોથ, ભીલામાં, બીલા, અરડૂસીના પાન અને કરીયાતુ સર્વનો કવાથ કરી મધ સાથે પીવાથી સ્ત્રીઓના શુળ સાથેનો પ્રદર રોગ મટે છે.

દ્રાક્ષદિ ક્વાથ—દ્રાક્ષ, હીમજ, નાગરમોથ, કડુ, ગરમાળો અને પીતપાપડો, સર્વનો કવાથ પીવાથી પિત જવર, તરસ મૂર્છા દાહ અને રકત પિત્ત મટે છે.

દ્વાત્રિશાંગ કવાથ—ભારંગ મુળ, કરીયાતું લીંબડાની અંતર છાલ, મોથ. કડુ, વજ, સુંઠ. મરી પીંપર, અરડુસી ઇન્દ્ર, વારૂણી, રાસ્ના, ધમાસો, પટોળ દેવદાર, હળદર, કાળીપાટ, ઝેર કચોલા બ્રાહ્મી દારુ હળદર, ગળો, નસોતર, અતિવિષ, પૂષ્કર મુળ. ત્રાય માણ, ભોયરી ગણી મોટી તથા નાની, ઇન્દ્રજવ હરડે, બહેડા, આબળાં કચોરાં એ સર્વનો કવાથ પીવાથી તેર પ્રકારના સન્નિપાત શુળ, ખાંસી,

દમ, ઉરુસ્તંભ. અને કફ મટે છે,

**દેવદાર્વ્યાદિ કવાથ**--દેવદાર, વજ, કઠ, પીંપર, સુંઠ કાયફળ. મોથ, કરીયાતું,કડુ. ધાણા,હીંમજ,ગજપીંપર, બે ભોયરીંગણી ગોખરૂ ધમાસો, અતિવિષ, ગળો કાકડાશીંગી અને શાહજીરૂ સર્વનો કવાથ પીવાથી સુવાવડી સ્ત્રીના સર્વ રોગ, પેટનુ સળ, ખાસી, તાવ, દમ મૂર્છા, માથાના શુળ અને કફ વાયુ મટે છે.

**ધાન્ય પંચક**--ધાણા, વાળો. બીલાં, નાગરમોથ. સુંઠનો કવાથ આમ જન્ય શુળ, તથા કાચો આમ પેટમાં થવાથી વીંટ આવે છે તે મટે છે. મળને બાંધે છે, અગ્નિને વધારે છે અને કાચા અન્યને પચાવે છે.

**નાગરાદિ કવાથ**--સુંઠ, કડાછાલ, નાગરમોથ. ગળો અને અતિવિષનોકવાથ કરી પીવાથી તાવ સાથેનો ઝાડો મટે છે.

**નાગરાદિપદાચન**- સુંઠ, દેવદાર, ધાણા અને બે ભોયરીંગણી નો ઉકાળો પીવાથી તાવ મટે છે.

**નિબંકવાથ**--લીંબડાની અંતરછાલ આઠ ગણા પાણીમા ઉ-કાળી કવાથ કરી પીવાથી તાવ મટે છે.

**નિદિગ્ધકાદિ કવાથ**--ભોયરીંગણી ગળો અને સુંઠનો કવાથ પીંપરના ચૂર્ણ સાથે ખાવાથી શ્વાસ તથા ખાસી સાથેનો સલેખમ જીર્ણજ્વર અને સાદ બેસી ગયો હોય તો તે મટે છે.

## પટોલાદિ કવાથ

(૧) પટોળ, રતાજળી. મોરવેલ, કડુ, કાળીપાટ અને ગળોનો કવાથ કરી પીવાથી પિત્ત કફજ્વર, ઉલટી દાહ અને ખરજ મટે છે.

(૨) પટોળાના વેલા, ત્રિફળા, લીંબડાની અંતરછાલ, કરીયાતું, ખેરસાર, બીબલો એ આંઠ ચીજોનો કવાથ કરી ગુગળ અથવા ત્રિફળાં સાથે પીવાથી સર્વ પ્રકારના વિસર્પ મટે છે

( ૩ ) કડવાં પરવળ, હરડાં, બહેડાં, આંબળાં, કડુ કચોરો, અરડુસીનાં પાન અને ગળોનો કવાથ મદ સાથે પીવાથી કફનો તાવમટેછે.

(૪) પટોલ, હરડે. બહેડા, આમળા, કડવા લીંબડાની અંતર-છાલ. દ્રાખ, ગરમાળાનો ગોળ, અને અરડુસીનાં પાન સાકર તથા મદ સાથે પીવાથી દરરોજનો તેમજ ટાઢીઓ તાવ મટે છે.

**પથ્યાદિકવાથ** -(૧) હરડે, અને રગતરોહીડાનો ઉકાળો જવ-ખાર તથા પીપરના ચુર્ણસાથે પીવાથી બરોળ, ગુલ્મઅને ઉદરરોગ મટેછે.

**પથ્યાદિકવથ**-ત્રિફળા, કરીયાતુ, હળદર, લીંબડાની છાલ અને ગળોનો કવાથ જુના ગોળ સાથે પીવાથી માથાના શુળ, ભમર, આંખ તથા કાનના શુળ આદાશીશી શંખકરોગ, દંતપાત, દંતશુળ, રતાધળા-પણું. આખના પડળ. ફુલ તથા આખની પીડા મટે છે.

**પર્પટાદિ કવાથ**—(૧) ખડસલીયો, નાગરમોથ. ગળો. સુંઠ, કરીયાતું સર્વનો ઉકાળો પીવાથી વાતપિત્તનો તાવ મટે છે.

(૨) ખડસલીઓ, અરડુસીના પાન, કડુ. કરીયાતુ, ધમાશો અને ધઉલાનો કવાથ સાકર સાથે પીવાથી પિત્તજ્વર, તરસ, દાહ, તથા રકતપિત્ત મટે છે.

( ૩ ) **પર્પટાદિ કવાથ**--ખડસલીઆનો ઉકાળો પીપરના ચુર્ણ સાથે પીવાથી પિત્તજ્વર મટે છે

**પિપલી** કવાથ—૧૧ તોલા પીપરને આઠ ઘણા પાણીમાં ઉકાળી ચોથો ભાગ બાકી રહે ત્યારે પીવાથી અગ્નિ દિપન કરે. તાવ, કફ, બરોલ તથા વાના રોગ મટે છે.

**પુનર્નવાદિ કવાથ**--સાટોડી અને વરણાનાં મુળની છાલનો ઉકાળો પીવાથી અતરવિદ્રધિ મટે છે.

**પુનર્નવાષ્ટક ક્વાથ**--સાટોડી, હીંમજ, લીંબડાનીછાલ, દારૂહળદર કડુ,પટોલ,ગળો અને સુંઠનો ક્વાથ ગાયના મુત્ર સાથે પીવાથી સોજો, ચાળો. પાંડુરોગ, ઉદરરોગ, દમ, શુળ, અને ખાંસી મટે છે.

**બૃહદ મંજીષ્ટાદિ ક્વાથ**—મજીઠ, નાગરમોથ, કડાછાલ, કઠ, સુંઠ, ગળો, ભારંગમુળ, ભોયરીંગણી, વજ, લીંબડાની છાલ. ત્રિફળાં દારૂહળદર, કડુ, પટોલ, મોરવેલ, વાવડીંગ, ખીપો,ચિત્રકમુળ, શતાવરી, ત્રાયમાણ, પીંપર. ઇંદ્રજવ, અરડુસીના પાન, ભાગરો, દેવદાર, કાળીપાટ, ખેરસાર, રતાંજલી, નસોતર, વરણો, કરીયાતુ, બાવચી, ગરમાળાનો ગોળ, સાગની છાલ, બકાન લીંબડાની છાલ, કરંજની છાલ, અતિવિષ, વાળો, ઇન્દ્રવારણાનાં મળ, ધમાસો, ઉપલસરી, ખડસલીઓ એ સર્વનો ઉકાળો કરી પીંપરના ચુર્ણ તથા ગુગળ સાથે પીવાથી અરાઢ પ્રકારના કોઢ, વાતરકત, અડદીયો વા, ઉપદંશ, શ્લીપદ રોગ, શુન્યવાત, પક્ષાઘાત, મેદ તથા નેત્રરોગ મટે છે.

**બ્રાહ્મયાદિ ક્વાથ**--બ્રાહમી, વજ, શતાવરી,ત્રિફળા, કડુ, બલા, ગરમાળાનો ગોળ. કરીયાતુ, લીબડો, પટોલ, દ્રાક્ષ, અને દશમળનો ક્વાથ કરી પીવાથી સન્નિપાત જ્વર મટે છે.

**ભારંગ્યાદિ ક્વાથ**--ભારંગમળ, ગળો, મોથ, ભોયરીંગણી, હરડે, પુષ્કરમળ અને સુંઠનો ક્વાથ ત્રણ દિવસ પીવાથી તંદ્રિક અને સન્નિપાત જ્વર મટે છે.

**ભુનિંબાદિ ક્વાથ**—કરીયાતુ, લીંબડાની છાલ, પીપર, કચોરો સુંઠ, શતાવરી,ગળો,અને ભોયરીંગણીનો ક્વાથ પીવાથી કફજ્વર મટે છે.

**મુસ્તાદિ ક્વાથ**--મોથ, વાળો, સુંઠ, રતાંજલી, દશમળ. પીતપાપડો, ધાવડાની છાલ અને અરડુસો સર્વનો ક્વાથ કરી પીવાથી પ્રલાપક સન્નિપાત જ્વર મટે છે.

(૨) નાગરમોથ, ભોયરીંગણી, ગળો, સુંઠ, આંબળાનો ક્વાથ મધ તથા પીંપરના ચુર્ણ સાથે પીવાથી વિષમજ્વર મટે છે.

**રાસ્નાદિ ક્વાથ**--રાસ્ના, સુંઠ, ગળો, કાંટાશેળીઓ, મોથ, શતાવરી, હરડે, દેવદાર, કડુ, કચુરો, અરડુસો અને દશમળનો ક્વાથ કરી પીવાથી સધિક સંન્નિપાત મટે છે.

(૨) રાસ્ના, આસન, મોથ, ભોયરીંગણી, વજ, પુષ્કરમૂળ કડુ, કાકડાશીંગી, હરડેનો ક્વાથ કરી પીવાથી કર્ણક સન્નિપાતનો તાવ જેમા કાન તથા ગળામા સોજો આવે છે તે મટે છે.

**લઘુમંજીષ્ટાદિ ક્વાથ**--મજીઠ, ત્રિફળા, કડુ, વજ, દારૂહળદર, ગળો, અને લીંબડાની છાલ સર્વનો ક્વાથ કરી પીવાથી વાતરક્ત, ખરજ, કપલીક કુષ્ટ તથા રાતા ચકરડા ઉઠે છે તેથી કોઢ મટે છે.

**લઘુક્ષુદ્રાદિ ક્વાથ**--ભોયરીંગણી, સુંઠ, ગળો, પોખરમૂળનો ક્વાથ પીવાથી જે તાવમા કફવાતનું જોર હોય તે મટે છે તેમજ ત્રિદોષજ્વર, ખાસી દમ શુળ અને અરૂચી મટે છે.

**વાસકાદિક ક્વાથ**--કડાછાલ, ત્રિફળા, દારૂહળદર મોથ અને બિબલો સર્વનો ક્વાથ મધ સાથે પીવાથી પ્રમેહ મટે છે.

**વાસાદિ ક્વાથ**--અરડુસીના પાન, ભોયરીંગણી. અને ગળોનો ક્વાથ મધ સાથે પીવાથી તાવ તથા ખાસી મટે છે.

(૨) અરડુસીનાં પાન, દ્રાક્ષ અને હીંમજનો ક્વાથ મધ તથા સાકર નાંખી પીવાથી રક્તપિત, શ્વાસ તથા ખાસી મટે છે.

(૩) અરડુસીનાં પાન, સુંઠ, ગળો, દારૂહળદર, રતાંજલી, ચિત્રક મૂળ, કરીયાતું, લીંબડાની છાલ, કડુ, પટોલના વેલા, ત્રિફળા, નાગરમોથ, જવ, ઇંદ્રજવ. કડાછાલ આ સર્વનો ક્વાથ પીવાથી આંખના સર્વ રોગ તથા સળેખમ, દમ, છાતીનો ક્ષય અને બેસી ગયેલો સાદ મટે છે.

**શક્રાહ્વાદિ ક્વાથ**-ઇંદ્રિજવ, કુંવાડીયાનાં મૂળ, અતિવિષની કળી ગળો, નગોડના મુળ, ભાગરો, સુઠ, ભોયરીંગણી અને અજમોદનો ક્વાથ પીવાથી ટાઢીઓ તાવ મટે છે.

**શાખોટ ક્વાથ**--સાગની છાલનો ક્વાથ ગાયના મૂત્રમાં પીવાથી મેદ રોગ મટે છે

**શઠયાદિક્વાથ**--કચોરા, ખડસલીયો, સુઠ, દેવદાર, જવસાન, મૂળ, મોથ, કડુ, ભોયરીંગણી, અને કરીયાતુ સર્વનો ક્વાથ પીપર તથા મધ સાથે પીવાથી, વિષમ તથા ત્રિદોષ જ્વર તેમજ સર્વ પ્રકારના તાવ મટે છે.

**શિગ્રુક્વાથ**--સરગવાની છાલનો ક્વાથ, શેકેલી હીંગ પાણીમાં વાટી અને તેની સાથે પીવાથી વિદ્રધિ મટે છે.

**શુંઠયાદિ ક્વાથ**—૧ તોલો સુઠ સોળગણા પાણીમા ઉકાળી ક્વાથ કરી શેકેલી હીંગ ૩ રતી, ૧ માસો સંચળ અને ૨ માસ સુંઠનું ચુર્ણ મેળવી પીવાથી અજીર્ણ તથા શુળ મટે છે. વળી તે ક્વાથ મધ સાથે પીવાથી સળેખમ, દમ, ઉદરસ, ઉદરના રોગ તથા ખરાબ પાણીના રોગ મટે છે.

**શૃંગ્યાદિ ક્વાથ**—કાકડાશીંગી, કડાની છાલ, હરડે, મોથ, કરીયાતુ, ભારંગમળ હગદર, કડુ પુષ્કર મળ, ચિત્રક, મરી, ભોયરીંગણી, અરડુસી, આમળા, દેવદાર, બહેડા, વ્રવક, સુઠ, પીંપર અને જાયફળનો ક્વાથ કરી પીવાથી સન્નિપાતનો તાવ તથા કંઠકુબ્જ મટે છે.

**સારીવાદિ ક્વાથ**—સારિવા, કાળીપાટ, દેવદાર, કરીયાતું, મોરવેલ, કડુ ગળો, સુઠ, મોથ અને ઇંદ્રજવનો ક્વાથ પીવાથી સ્ત્રીઓનું બગડેલુ ધાવણ સુધરે છે.

**સમંગાદિ ક્વાથ**— રીસામણીનાં મુળ, ધાવણીનાં ફુલ, લોદર

અને ઉપલસરીનો કવાથ મદ સાથે પીવાથી બાળકનો સખ્ત અતિસાર મટે છે.

**સિંહ્યાદિ કવાથ**—ભોંયરીંગણી, સુંઠ, પુષ્કર, કડુ, રાસ્ના, ગળો, ભારંગમુળ, કાકડાશીંગી, કચોરો, ધમાસો, અરડુસી, મોથ, બ્રાહ્મી, વજ, અને કરીયાતુ સર્વનો કવાથ કરી પીવાથી જીવ્હક સન્નિપાત મટે છે.

**ષડંગ કવાથ**—કાળો વાળો વિરણવાળો, મોથ, ખડસલીઓ, સુંઠ અને રતાજલી, ઉકાળીને થઇ કરેલુ પાણી પીવાથી તૃષા, દાહ તથા દાહ જ્વર મટે છે.

**હીબેરાદિ કવાથ**—કાળો વાળો, ધાવડીના ફુલ,લોદર, કાળીપાટ, રીસામણી, કડાછાલ,ધાણા, અતિવિષ, નાગરમોથ, ગળો, બીલા અને સુઠનો કવાથ કરી પીવાથી. જીર્ણ અતિસાર, આમશુળ અને લોહીવાળો ઝાડો તથા તાવ મટે છે અને દોષનુ પાચન કરે છે.

**હરિતક્યાદિકવાથ**—હીમજ, ધમાસો ગરમાળાનો ગોળ, ગોખરૂ, અને પાષાણભેદનો ઉકાળો મદ સાથે મેળવી પીવાથી મુત્રકૃચ્છ દાહ તથા પીડ સાથેનો મુત્રકૃચ્છ રોગ મટે છે.

**ક્ષુદ્રાદિ કવાથ**—( ૧ ) ભોંયરીંગણી, ધાણા, સુંઠ. ગળો, નાગરમોથ, પદ્માક રતાજલી, કરીયાતું, કડવા પરવળ, અરડુસીનાં પાન, પોખરમુળ,કડુ, ઇંદ્રજવ,કડવા લીમડાનીછાલ,ભારંગમુળ અને ખડસલીઆનો કવાથ સવારમાં પીવાથી સર્વ પ્રકારના ટાઢીઆ તાવ મટે છે.

( ૨ ) ભોંયરીંગણી, કળથી, અરડુસીના પાન, સુંઠ, પોખર મુળનું ચુર્ણ મેળવીને પીવાથી શ્વાસવાળી ખાસી મટે છે.

( ૩ ) ભોંયરીંગણી, કરીયાતું, કડુ, સુંઠ, ગળો, અને પોખર મુળનો ઉકાળો પીવાથી આઠ પ્રકારના તાવ મટે છે.



# પ્રકરણ ૧૨ મું
## ચુર્ણો.

**ચુર્ણો બનાવવાની રીત પ્રકરણ છઠ્ઠામાં જોવી.**

**અતિવિષ ચુર્ણ**—અતિવિષની કળીનુ ચુર્ણ રતીથી ૨ વાલ મધ સાથે પીવાથી બાળકોના તાવ, ખાસી, કૃમી, ઉલટી અને ઝાડો મટે છે.

**અજમોદાદિ ચુર્ણ**--અજમોદ, સિન્ધાલુણ, ચિત્રક દેવદાર, વાવડીંગ, પીંપરીમુળ, મરી, પીપર, વરીયાળી, દરેક ૧ તોલો, હરડેની છાલ પાચ તોલા, વરધારો તોલા ૧૦, સુંઠ તો. ૧૦ સર્વનું ચુરણ કરી જરા ગરમ પાણી સાથે ૦ા તોલો ખાવાથી આમવાત, સાધાનું દરદ, સોજો, ગૃધ્રસી વાયુ અને પડખા, જાંગ ગુદા, અને વાસાના શુળ મટે છે. આ ચુરણ ગોળમા મેળવીને પણ ખવાય છે.

(૨) અજમો, મોચરસ, આદુ, ધાવડીના ફુલ, સર્વનું ચુરણ કરી ગાયની છાસ સાથે બે આનીભારથી પાવલીભાર ખાવાથી પાણી જેવો થતો ઝાડા બંધ થાય છે.

**અશ્વગંધાદિ ચુર્ણ**-આસન તો. ૪૦, વરધારો તો. ૪૦, બનેનુ ચુરણ કરી ઘીના રીઢા વાસણમા રાખી મુકવું તે ગાયના દુધ સાથે ૧ તોલો ખાવાથી પુષ્ટી થાય છે.

**અગ્નિમુખ ચુર્ણ**—હીંગ ૧ ભાગ, વજ ૨ ભાગ, પીપર ૩ ભાગ, આદુ ૪ ભાગ, અજમો પાચ ભાગ, હીમજ ૬ ભાગ, ચિત્રક ૭ ભાગ, કઠ આઠ ભાગ સર્વનું ચુર્ણ કરી ૦ા થી ૧ તોલા સુધી મધ દહીં, છાસ તેમજ ગરમપાણીમા અનુકુલ આવે તેની સાથે ખાવાથી ઉદાવર્ત, અજીર્ણ, બરોળ ઉદર રોગ, મળાવરોધ, શુળ, ગુલ્મ (ગોળો) ખાસી અને દમ મટે છે તેમ જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે.

**એલાદિ ચુર્ણ**—એલચી, લવીંગ, નાગકેસર, બોરના મીંજ, મોથ, પીંપર, ધોળી સુખડ, શેકેલી ડાંગર તથા ધકુલા સર્વનું ચુરણ મદ તથા સાકર સાથે ાા તોલાથી ાાા તોલો ખાવાથી કોઇ પણ દોષથી થયલી ઉલટી મટી જાય છે.

**આકારકરભાદિ ચુર્ણ**—અકલગરો, સુંઠ, તથા લવીગ પીંપર, કેસર, જાયફળ, કકોલ અને સુખડ દરેક અકક તોલો અને અફીણ ૪ તોલા સર્વનું ચુરણ મદ સાથે ૧ માસો ખાવાથી ધાતુનું જવું બધ થાય છે. અને ધાતુનુ સ્તભન કરે છે.

**કડુભર્જીત ચુર્ણ**—કડુને લોઢી ઉપર શેકી તેનું ચુરણ કરી ઉના પાણી સાથે ૧ વાલથી ૮ વાલ ખાવાથી તાવ તથા કાળજાનો ભરાવો મટે છે.

**કટુકી ચુર્ણ**—કડુ, વજ હીંમજ, ચિત્રકમુળ સર્વનું ચુરણ કરી ગાયના મુત્ર સાથે ાા તોલો ખાવાથી પેટનો આફરો મટે છે. ચુંક મટે છે તથા મળાવરોધ મટે છે.

**ચંદનાદિ ચુર્ણ**—અગર ૧ ભાગ. તગર ૧ ભાગ. વાસકપુર ૧ ભાગ, ચંદન (સુખડ)૧ ભાગ, વાળો એક ભાગ સર્વનું ચુરણ કરી તેટલીજ સાકર નાંખી દુધ સાથે ૬ માસા ખાવાથી દાહ, પિત્ત તથા મુત્રકચ્છ મટે છે.

**ચદન ચુર્ણ**-ચદનને ચોખાના ધોવણમા ઘસીને ૧ તોલો મદ તથા સાકર સાથે પીવાથી સ્ત્રીઓના રકતપ્રદર દાહ તથા તૃષા મટે છે.

**ચિત્રકાદિ ચુર્ણ**-ચિત્રકમુળ, ચવક, કાચાં બીલા અને સુંઠનું ચુર્ણ કરી ૧ તોલો છાસ સાથે ખાવાથી સંગ્રહણી મટે છે.

**ચોપચીની ચુર્ણ**-ચોપચીની તો. ૧૬, સાકર તો.૪, પીંપર, પીંપરી મુળ, મરી, લવીંગ. અકલગરો. બંગભષ્મ, સુંઠ. વાવડીંગ,

હરડે, બ્હેડાં અને આમળાં સર્વનું ચુરણ કરી છ માસા મદ અગર ઘી સાથે ખાવાથી વીસ જાતના પ્રમેહ તથા સર્વ જાતના ઉપદંશ (ચાદી ગરમીના રોગ) વ્રણ, વા તથા કોઢ મટે છે.

**જાતિફલાદિ ચુર્ણ**- જાયફળ, ઠળીયા વિનાની ખારેક, અફીણ અને સુંઠ સર્વનુ ચુર્ણ કરી તેટલીજ અડાયાની રાખોડી તેમા નાં-ખી તે બે આનીભાર, અર્ધા તોલા ચોખાના ધોવણમાં મેળવી પી-વાથી લોહી તથા પરૂવાળો ઝાડો, આંકડી તથા વારંવાર વેગ સાથે આવનાર મરડો અને અતિસાર મટે છે.

**ત્રિવૃતાદિ ચુર્ણ**—નસોતર ૪ તોલા,પીંપર ૧ તોલો, સાકર ૪ તોલા સર્વનુ ચુરણ કરી મદ સાથે ૦। તોલાથી ૧ તોલા સુધી ખાવાથી ઉદરરોગ આફરો, કફ બંધકોશ અને પિત્ત શુળ મટે છે.

**દીપ્યાદિ ચુર્ણ**—અજમોદ, ચિત્રકમુળ, હરડે, હીંગ,સાજીખાર, સુંઠ, જીરૂ, જવખાર,સિંધવ, ત્રિફળા સંચળ અને પીપળ તથા શાહ-જીરૂ સર્વનું ચુર્ણ કરી ૦। તોલો ખાવાથી વિષમજ્વર મટે છે.

**ધાતક્યાદિ ચુર્ણ**—ધાવડીના ફુલનું વસ્ત્રગાળ ચુર્ણ કરી દહીં સાથે ૨ થી ૬ માસા ખાવાથી અતિસાર તથા પ્રવાહીકા મટે છે.

**નારાચ ચુર્ણ**-નસોતર તોલા ૪, પીંપર તો. ૧ સર્વનુ ચુર્ણ કરી ૧ તોલો મદ સાથે ખાવાથી બંધકોશ, ઉદરરોગ, પેટ ચઢવું અને કફ તથા પિત્ત શુળ મટે છે.

**નારસિંહ ચુર્ણ**-હરડે, મરી,ભીલામા, પીંપર સુંઠ,તલ આમળાં સાકર અને બેઢા સર્વનું ચુર્ણ ઘી તથા મદ સાથે ૨ થી ૮ વાલ સુધી ખાવાથી પેટનો વાયુ, મંદાગ્નિ જલોદર તથા વાતોદર મટે છે.

**નિંબપત્રાદિ ચુર્ણ**-લીમડાના સુકાં પાન ૪ તોલા, હરડે ૦॥

તોલો, હળદર ૦। તોલો સર્વનું બારીક ચુર્ણ ૦। તોલાથી ૦॥ તોલો ખાવાથી બહારનો તથા અંદરનો શીરંગ રોગ મટે છે.

**નિંબાદિચુર્ણ**-લીંબડાના સુકવેલા તાજાં પાન સુંઠ તોલા ૧, પીપર તોલા ૧, મરી તોલા ૧, ત્રિફળા સમભાગે ૩ તોલા, ખોડી અજમોદ ૫ તોલા, સિંધાલુણ ૧ તોલો, સંચળ ૧ તોલો, વડાગરૂ મીઠું ૧ તોલો અને જવખાર ૧ તોલો સર્વનું વસ્ત્રગાળ ચુરણ કરી ૦। તોલાથી ૦॥ તોલા સુધી ખાવાથી એકાંતરીઓ તાવ મટે છે.

**પંચનિંબ ચુર્ણ**—કડવા લીંમડાના મુળ, પાન, ફળ, ફુલ તથા છાલ સર્વનું સરખે ભાગે ચુર્ણ તો. ૬૦, લોહભષ્મ, હીમજ, કુંવાડીઆના બી, ચિત્રકમુળ, ભીલામા, વાવડીંગ, સાકર, આબળાં; હળદળ. સુંઠ, મરી, પીપર, ગોખરૂ, ગરમાળો, બાવચી દરેક ચાર ચાર તોલા લઇ સર્વનું ચુરણ કરી પ્રથમ ભાગરાના રસની, પછી ખેરસારના ક્વાથની તથા બીબલાના ક્વાથની એકેક દિવસ ભાવના દઇ સુકવી રાખવું તેને દુધમા ખેરની છાલના કે બીબલાની છાલના ક્વાથમાં એકેક તોલો એક માસ સુધી ખાવાથી સર્વ પ્રકારના કોઢ મટે છે.

**પવિત્ર ચુર્ણ**—(૧) સોનામુખીના ચોખાં પાન રાત્રે ગાયના મુત્રમા માટીના વાસણમા પલાળવા તે બીજે દિવસે સવારે તાજું ગાયનું મુત્ર નાખી દઇ ફરી ગાયનું મુત્ર નાખી પલાળવા એમ દશ દિવસ સુધી કરવું, છેલ્લે દિવસે પાનને સુકવી તેનું વસ્ત્રગાળ ચુરણ કરવુ તે બે તોલા ગરમ પાણી સાથે ખાવાથી ઝાડાનો ખુલાસો થઇ ચામડીના રોગો મટે છે.

(૨) પંચલવણ તો. ૨॥, ત્રિકટુ તો. ૨॥ ત્રિફળા તોલા ૨॥, અજમો તો. ૨॥, અજમોદ તો. ૨॥, ચિત્રકમુળ તો. ૨॥, શુદ્ધ ગન્ધક તો. ૧૦, હરડે તો. ૧૦, સિંધવ તો. ૨૦; અને સુંઠ તો.

૪૦ લેવા તેમાં પ્રથમ પંચલવણને ઇંદ્રવારણાના ફળમાં ભરીને કપડમાટી કરી છાણામા પકવવું પછી પંચલવણ લઇ ઉપરની સર્વે ચીજો મેળવી લીંબુના રસની એક ભાવના દઇ ચુરણ કરી ૦। થી ૦॥ તોલા સુધી પાણી સાથે ખાવાથી પેટના સોજા બરોળની ગાંઠ, જલોદર તથા સોજા મટે છે.

પાષાણભેદાદિ ચુર્ણ- પાષાણભેદ, શીલાજીત, એલચી અને પીપર સર્વનુ સરખે ભાગે ચુર્ણ કરી ૦। થી ૦॥ તોલો ચોખાના ધોવણમા ખાવાથી પ્રમેહ મટે છે.

પાચકચુર્ણ-શેકેલી હીંગ ૦॥ ભાગ, ચિત્રકમળ ૧ ભાગ પીપરી મુળ ૧ ભાગ, અજમોદ ૧ ભાગ, સાજીખાર ૦॥ ભાર, સિંધવ ૦॥ ભાર, મીઠું ૧ ભાર, સુંઠ ૧ ભાગ પીપર ૧ ભાગ, મરી ૧ ભાગ ચવક ૧ ભાગ, જવખાર ૧ ભાગ સચળ ૦। ભાગ, સાબર મીઠ ૦॥ ભાગ સર્વે લઇ તેનું ચુરણ કરી પ્રથમ લીંબુના રસની ભાવના દઇ પછી દાડમના રસની ભાવના દઇ સુકવવી બે આનીભારથી ૦। ભાર પાણી સાથે લેવાથી અજીર્ણ તથા અગ્નિમાંદ રોગ મટે છે.

પિપ્પલી ચુર્ણ-સારી લીન્ડીપીપરનુ ચુર્ણ કરી મધ સાથે ૧ થી ૩ વાલ ખાવાથી કફની ઉધરસ, શ્વાસ તાવ તથા બરોળ મટે છે.

( ૨ ) પીપર. પીપળી મુળ, બેહાની છાલ તથા સુંઠનું ચુર્ણ કરી તે ૦। થી એક તોલા સુધી મધ તો. ૨ સાથે ખાવાથી દમ તથા ખાસી મટે છે

બિલ્વાદિ ચુર્ણ-બીલાનો ગરભ, મોથ, ધાવડીના ફુલ, કાળીપાટ અને મોચરસ સર્વનું ચુર્ણ કરી ગોળ તથા છાસ સાથે ખાવાથી અતિસાર મટે છે.

( ૨ બીલીનુ ચુર્ણ ૧ તોલો, ગોળ ૧ તોલા સાથે ખાવાથી પડખાનું શુળ, આમશુળ તથા રક્તાતિસાર મટે છે.

**મરિચચુર્ણ**—મરીનું ચુર્ણ મધ તથા સાકર સાથે ખાવાથી ખાસી તથા ઉદરસ મટે છે.

**મળશુદ્ધિ ચુર્ણ**—હરડેની છાલ ૨ ભાગ, મીઢીઆવળ ૨ ભાગ, રેવંચી ૦ાા ભાગ, મરી ૦ાા ભાગ, સીધાલુણ ૧ ભાગ. સંચળ ૦ાા ભાગ અને સુંઠ ૧ ભાગ લઇ તે ચુર્ણ રાત્રે ગરમ પાણી સાથે ખાવાથી મળશુદ્ધિ થાય છે.

**મુશલ્યાદિ ચુર્ણ**--ધોળી મુસળી, ગળોનું સત્વ કોચાં, ગોખરૂ, શેમળાના મુળની અંતરછાલ, સાકર અને આંબળા સર્વનું ચુર્ણ કરી ગાયના દુધ તથા ઘી સાથે ૧ તોલો ખાવાથી વિર્યની વૃદ્ધિ થાય છે. અને કામેચ્છા વધે છે.

**મુસ્તાદિ ચુર્ણ**--હરડે, સુંઠ અને મોથ. સર્વનું ચુરણ કરી તેમાં બમણો ગોળ નાખી ૦ાા થી ૧ તોલો ખાવાથી દમ તથા ખાસી મટે છે.

**યવાનીખાંડવ ચુર્ણ**—અજમો, દાડમની છાલ, આમલી. સુંઠ, ખાટા બોરની છાલ. અમલબેદ, દરેક એકેક તોલો, મરી, પીંપર, દરેક ૨ાા તોલા, તજ. સંચલ. ધાણા, જીરૂ દરેક ૦ાા તોલો, સાકર ૧૬ તોલા સર્વનુ ચુરણ કરી ૦ા તોલો ખાવાથી ખાસી. અરૂચી, સગ્રહણી, દમ, અતિસાર, ઉલટી અને કંઠરોગ મટે છે.

**યવક્ષારાદિ ચુર્ણ**—જવખાર. અતિવિષ, કાકડાશીંગી. પીંપર અને પીંપરીમુળ મધ સાથે ૧ રતીથી ૨ વાલ ખાવાથી બાળકોની સર્વ જાતની ખાસી મટે છે.

**યષ્ટિમધુકાદિ ચુર્ણ**--દ્રાક્ષ. પીંપર. જેઠીમધ, શતાવરી, લાખ, કાકડાશીંગી, સર્વ એકેક તોલો લઇ વાંસકપુર ૨ તોલા તથા સાકર ૪ તોલા લઇ સર્વનું ચુરણ કરી ૨ માસાથી ૬ માસા મધ તથા ઘી સાથે

ખાવાથી છાતીના જખમવાળી તથા લોહીના આવવાળી ખાસી અને હૃદયનો રોગ મટે છે.

રાજવલ્લભ ચુર્ણ--શુદ્ધ ગંધક તો. ૪. સુંઠ તો. ૯, હરડે તોલા ૪. ચિત્રકમુળ ૧ તોલો, શાહજીરૂ તોલા ૨, અને સિંધાલુણ ૪ તોલા ખાંડી લીંબુના રસમા બએ માસાની ગોળી કરી ખાવાથી બંધકોશ, વાયુ અને પિત્ત મટે છે.

લશનાદિ ચુર્ણ--લસણ. જીરૂ, સિંધાલુણ, સુંઠ, મરી, પીંપર, અને શેકેલી હીંગ સરખે ભાગે લઇ ૨ વાલથી ૮ વાલ લીંબુના રસ અથવા પાણી સાથે ખાવાથી કોલેરા, અજીર્ણ, પેટની પીડા અને વાતગુલ્મ મટે છે.

લઘુસુદર્શન ચુર્ણ—ગળો, પીપર. પીપરીમુળ, કડુ, હરડે; લવીંગ, સુઠ, લીંબડાની અંતરછાલ, તજ તથા સુખડ સર્વનું ચુરણ કરી તેનાથી અર્ધું કરીયાતાનું ચુર્ણ મેળવી ખાવાથી સર્વ પ્રકારના તાવ તથા ત્રિદોષ મટે છે.

લવિંગાદિ ચુર્ણ—લવીંગ. કપુર, એલચી. તજ, નાગકેસર, જાયફળ, વાળો, સુંઠ. શાહજીરૂ, કૃષ્ણાગરૂ, જટામાંસી, કાળુ કમર, પીંપર, સુખડ, તગર, નેત્રવાળો, કંકોલ એ સર્વનું ચુર્ણ તેથી અર્ધી સાકર મેળવી ૨ વાલથી ૮ વાલ સુવી ખાવાથી ક્ષય, હૃદરોગ, ખાસી, હેડકી, પીનસ, દમ. અતિસાર, પ્રમેહ, ગુલ્મ, અરૂચી, સંગ્રહણી અને છાતીનો ક્ષય મટે છે.

લઘુગંગાધર ચુર્ણ- નાગરમોથ, ઇંદ્રજવ, બીલાં, લોદ્ર, મોચરસ અને ધાવડીના ફુલનું ચુરણ કરી છાસ તથા ગોળ સાથે ૦ા તોલો ખાવાથી સર્વ અતિસાર તથા પ્રવાહિકા મટે છે.

વજ્રક્ષાર ચુર્ણ—પંચલવણ, સાજીખાર, ટંકણ સર્વને એક

દિવસ થોરના દુધમા પલાળી રાખી તડકે સુકવવા. પછી આકડાના પાનમા લપેટી મોટા બે કોડીઆના પુટમા મુકી કપડછાણ કરી ગજ-પુટ અગ્નિ આપી પછી કાઢી તેના જેટલુંજ ત્રિકટુ, ત્રિફળા, અજમોદ જીરૂ, ચિત્રકમુળ એ સર્વનું બારીક ચુર્ણ તેમા મેળવી ૦। તોલો ગરમ પાણી કે ગાયના મુત્રમાં ખાવાથી ગુલ્મ, શુળ, અજીર્ણ, સોજા, મંદાગ્નિ, ઉદરરોગ અને આફરો મટે છે

વિશાલા ચુર્ણ—ઇદ્રવરણાનું ચુર્ણ ૨ થી ચાર માસા ગાયના મુત્રમા ખાવાથી સર્વ પ્રકારના ઉદરરોગ તેમજ સ્ત્રીઓના મુઢગર્ભ-રોગ મટે છે.

વડવાનલ ચુર્ણ--સિંધવ ૧ ભાગ, ૨ ભાગ પીપરી મુળ, ૩ ભાગ પીંપર, ૪ ભાગ ચવક. ૫ ભાગ ચિત્રક મુળ, ૬ ભાગ સુંઠ. અને ૭ ભાગ હીમજ લઇ સર્વનું બારીક ચુરણ કરી પાણી સાથે ૨ થી ૮ વાલ સુધી ખાવાથી મંદાગ્નિ મટે છે.

વૃદ્ધ ગગાધર ચુર્ણ--અરડુસાના મુળની છાલ નાગરમોથ. ધાવડીના ફુલ. સુંઠ, લોદર, વાળો, મોચરસ. બીલા, કડાછાલ, કાળી પાટ. ઇંદ્રજવ, આબાની ગોટલી. રીસામણી અને અતિવિષની કળી સર્વ સરખે ભાગે લઇ ચુરણ કરી મદ તથા ચોખાના ધોવરામણ સાથે બે આનીથી ૦। તોલા સુધી ખાવાથી અતિસાર મટે છે.

સમશર્કરા ચુર્ણ--એલચી ૧ ભાગ. તજ ૨ ભાગ, તમાલ-પત્ર ૩ ભાગ, નાગકેસર ૪ ભાગ, મરી ૫ ભાગ, પીંપર ૬ ભાગ, અને સુંઠ ૭ ભાગ લઈ ચુરણ કરી સાકર સાથે ૦। થી ૧ તોલો ખાવાથી અગ્નિમાદ્ય, હરસ, અરૂચી. ગુલ્મ, શ્વાસ, કંઠરોગ તથા હૃદ-યનો રોગ મટે છે.

**સુદર્શન ચુર્ણ**--હરડે, બહેડા, આંબળા, હળદર, દારૂહળદર, ઉભી અને બેઠી ભોયરીંગણી, ખડસલીયો, મોથ, ત્રાયમાણ, નેત્રવાળો, લીંબડાની છાલ, પુષ્કરમુળ, જેઠીમદ, કડાછાલ, અજમોદ, ઇન્દ્રજવ, ભારંગમુળ, સરગવાના બીં, ફુલાવેલ ફટકડી, વજ, તજ, પદ્મક, વાળો સુખડ, અતિવિષ, બલા, સાલવણ, પીઠવણ, તગર, વાવડીંગ, ચિત્રક, પટોલ, ચવક, દેવદાર, લવીંગ, રૂષભક, જીવક, ધોળુ કમળ, વાસકપુર, જાવંત્રી, તમાલપત્ર, કાકોલી, પીંપર, સુઠ, મરી, તાલીસપત્ર, ધમાસો, ગળો, પીપરીમુળ, મોરવેલ, કચોરો અને કડુ સર્વનું બારીક ચુર્ણ કરી તેથી અર્ધુ કરીયાતાનું ચુર્ણ તેમા ઉમેરી બારીક કરી ૦। તોલો ઠંડા પાણી સાથે ખાવાથી સર્વ પ્રકારના તાવ, ત્રિદોષ આગંતુક, ધાતુગત, વિષમ, સંન્નિપાત, માનસ શીત અને એકાંતરીઆ આ સર્વ પ્રકારના તાવ મટે છે.

**સિતોપલાદિ ચુર્ણ**—સાકર ૧૬ તોલા, વાસકપુર ૮ તોલા, પીંપર ૪ તોલા, એલચી ૨ તોલા અને તજ એક તોલો સર્વનું ચુરણ કરી મદ તથા ઘી સાથે ૦। તોલો ખાવાથી દમ, ઉદરસ, ક્ષય, હાથ પગનો દાહ, જીભનુ જડપણુ અગ્નિમાદ, અરૂચી, પડખાનું શુળ, જીર્ણતાવ અને નાક તથા મોમાથી પડનારૂં રકતપિત મટે છે.

**સારસ્વત ચુર્ણ**—કઠ, આસન, બોડી અજમોદ, સીંધવ, શાહજીરૂ, પીપર, મરી, શુંઠ, શંખાવળી અને કાળીપાટ સર્વનું સરખે ભાગે ચુરણ કરી તેટલી જ વજનુ ચુર્ણ મેળવી બ્રાહ્મીના પાનના રસની ત્રણ ભાવના દેવી તે ૧ તોલો મદ તથા ઘી સાથે ખાવાથી ઉન્માદ અપસ્માર વિગેરે મગજના રોગ મટે છે. તેમજ ધીરજ સ્મરણ શકિત, બુદ્ધિ અને ધારણા શકિત વધે છે.

# પ્રકરણ ૧૩ મું

## ગુટિકા ( ગોળી ).

ગુટિકા બનાવવાની રીત પ્રકરણ ૬ ઠ્ઠામાં જુઓ.

**અર્શ ગુટિકા**—હરડે, તલ, ભીલામા સર્વનુ ચુરણ કરી બમણો ગોળ મેળવી ૦। તોલાની ગોળી કરી ૧ થી ૪ ગોળી ખાવાથી હરસ, પાન્ડુ, કોઢ, ખાસી, શ્વાસ તથા બરોળ મટે છે, ચળી પાળવી.

**અમરસુંદર ગુટિકા**—હરડે, બહેડા, આમળા, પીંપર, મરી, સુઠ, નગોડના બીજ, પીંપરી મુળ, તજ, લોહભસ્મ, ચિત્રકમુળ નાગકેસર, તમાલપત્ર, શુદ્ધ પારો, એલચી, વછનાગ, ગંધક, મોથ, અકકલગરો, અને વાવડીંગ સર્વનુ ચુરણ કરી તેથી બમણો ગોળ મેળવી ચણા જેવડી ગોળી વાળી ૧ થી ૨ ગોળી ખાવાથી, ખાસી, દમ, સન્નિપાત, મુળવ્યાધિ, અપસ્માર સર્વ વાતરોગ અને ઉન્માદ મટે છે.

**અભયાદિ મોદક**—હરડે, પીંપરીમુળ, મરી, સુઠ, તજ, તમાલ પત્ર, પીંપર, મોથ, વાવડીંગ અને આમળા દરેક અકેક ભાગ, નસોતર આઠ ભાગ નેપાળાનાં મુળ ( દાંતિમુળ ) ૩ ભાગ અને સાકર ૬ ભાગ સર્વેનુ ચુરણ કરી મદમા ગોળા વાળવી ૦। તોલાથી ૧ તોલા સુધી ઠંડા પાણીમા પીવાથી બધકોશ, પિત્તજ્વર, પાડુ, શુળ, સોજા, અગ્નિમાંધ, ગુલ્મરોગ, ઉદરરોગ, મુત્રકચ્છ, હરસ, પ્રમેહ, જલંદર ભગંદર અને કોઢ રોગ મટે છે.

**અર્ક અહિફેનાદિ ગુટિકા**—આકડાનાં સુકા રવાઇયા તો. ૨, સિંધાલુણ તો. ૨, અફીણ સેકેલું તો ૦॥ ત્રણેને પાણીમા વાટી વાલ વાલની ગોળી કરી ૧ તોલો ખાવાથી છાતીમાથી લોહી પડે તેવી ખાંસી મટે છે.

અહીફેનાદિ ગુટિકા--અફીણ તો. ૪ જાવંત્રી તો. ૪, કસ્તુરી તો. ૧, કપુર તો. ૧ સર્વની ગોળી અકેક રતીની કરી ૧ ગોળી રોજ ખાવાથી મધુપ્રમેહ મટે છે.

**અમૃતાદિ વટી**—શુદ્ધ વછનાગ તોલા ૨, કોડીની ભષ્મ તો. ૫, મરી તોલા ૯, ત્રણેને પાણીમાં ઘુંટી મગ જેવડી ગોળી કરી ૧ તોલા આદુના રસ કે પાણી સાથે ખાવાથી કફ. ત્રિદોષજ્વર તથા અગ્નિમાંદ્ય મટે છે.

અજમોદાદિ ગુટિકા—અજમો. હરડે, ખારેક કેસર, દરેક એક એક ભાગ, જાયફળ. મોચરસ અને અફીણ અધો અર્ધો ભાગ. જાવંત્રી, લવીંગ અને મદ બએ ભાગ સર્વને પાણીમા ઘુંટીને મગના દાણા જેવડી ગોળીઓ વાળી બાળકોને આપવાથી બાળકોના ઝાડા. ઉલટી, અનિદ્રા મટે છે.

**અમૃતામોદક**--ગળોનુ ચુર્ણ ૧૬ તોલા લઇ તેમા એકેક તોલો મદ તથા જુનો ગોળ તથા ઘી મેળવી અકેક તોલાની ગોળી કરવી તે વિષમ જ્વર, તથા જીર્ણ ધાતુગત જ્વર ઉપર આપવાથી મટે છે.

આકલ્લકાદિગુટિકા—અકલકરો.સિંધાલુણ,ચિત્રકમુળ.સુંઠ,આંબળાં પીંપર, મરી, અજમો અને હરડે બધાનુ ચુર્ણ કરી બીજોરાના રસમા ગોળી વાળી ૨ વાલથી ૪ વાલ ખાવાથી ખાસી તથા ગળાના વ્યાધિ ઉદરસ, દમ તથા સળેખમ મટે છે.

કસ્તુર્યાદિ ગુટિકા—કસ્તુરી, કપુર અકેક ભાગ લવંગ ૨ ભાગ, મરી, પીંપર, બહેડા તથા કઠ અર્ધા અર્ધો ભાગ, દાડમની છાલ ૪ ભાગ સર્વેનુ ચુર્ણ કરી કાથાના પાણીથી ઘુંટી મગ જેવડી ગોળીઓ વાળી તે ખાવાથી ખાસી મટે છે.

કન્યાલોહાદિ ગુટિકા—એળીઓ તોલા ૧૦, હીરાકસી તોલા ૭ા, તજ તોલા ૫, એલચી તોલા ૫, સુંઠ તોલા ૫, ગુલકંદ તોલા ૨૦

મેળવી ગોળી કરી ૨ વાલ ખાવાથી સ્ત્રીઓને રૂતુસ્ત્રાવ બહુ થયો હોય અનિયમિત રૂતુ આવતી હોય તેમજ રૂતુ ઘણી મુદતથી બંધ હોય તે બધાને સુધારે છે

**કુંકુમવટી**—કેશર તથા અફીણ સરખે ભાગે લઇ ચોખાના વજનની મદમા ગોળી વાળી ૧ થી ૩ ગોળી ખાવાથી ઝાડો મટે છે.

**કૃમિઘ્ન** ગુટિકા—શુદ્ધ કરેલા ઝેર કચોલા તોલા ૫, વાવડીંગ તો. ૧, બોડી અજમોદ તોલા ૫, અતિવિષ તોલા ૧. પીપર તોલા ૧, ઇન્દ્રજવ તોલા ૧, સર્વને ખાડી કુવારના રસમા ઘુટી ગોળી વાળી તે ૧ થી ૨ ગોળી ખાવાથી કૃમી રોગ મટે છે.

**ગંધકવટી**—લસણ, જીરૂ, ગંધક. સિંધાલુણ, ત્રિકટુ, હીંગ સર્વનું ચુર્ણ કરી લીબુના રસમા વાટી ગોળી કરી ખાવાથી કોલેરા મટે છે.

ગુડાદિવટી—ગોળ, સુઠ અને પીંપર બાર બાર તોલા. મંડુર તોલા ૪, તલ તોલા ૪, સર્વની ગોળી કરી ૦। થી ૦॥ તોલાની ગોળી કરી ખાવાથી સર્વ પ્રકારના સોજા મટે છે.

**ચંદ્રપ્રભા** ગુટિકા—વજ, કચોરો, કરીયાતું, મોથ, ગળો, દેવદાર, હળદર, અતિવિષ, દારૂ હળદર, ચિત્રક મુળ, પીંપરી મુળ, ધાણા. હરડે, બહેડા આમળા. ચવક: વાવડીંગ, ગજપીંપર, સુંઠ, મરી, પીંપર. સુવર્ણ માક્ષીક, જવખાર, સાજીખાર, સિંધાલુણ. સંચળ, બીડલુણ દરેક ૦। તોલો, નસોતર, દાતીમુળ, તમાલપત્ર, તજ, એલચી, વાસકપુર, દરેક ૧ તોલો, લોહભષ્મ તોલા ૨ સાકર તોલા ૪ શીલાજીત તોલા ૪, ગુગળ તોલા ૮, સર્વનું ચુરણ કરી પાણીમાં ગોળી વાળવી ૦। તોલો પાણી સાથે ખાવાથી સર્વ જાતના પ્રમેહ, મુત્રકચ્છ, મુત્રાઘાત, પાડુ. પથરી, પ્રમેહ પીડીકા, કમળો,

અંડવૃદ્ધિ(વધરાવળ), દાહ, નેત્ર રોગ, સ્ત્રીઓના ઋતુદોષ પુરૂષોના ધાતુ-ગત દોષ મટાડી વિર્ય તથા બળમાં વૃદ્ધિ કરે છે.

દ્રાક્ષાદિ ગુટિકા--મોટી દ્રાક્ષ તોલા ૨૦, મીંઢીઆવળ તોલા ૪. મોટી હરડે, તોલા ૪, સાકર તોલા ૪, જાવંત્રી માસા ૬, કેસર માસા ૩ સર્વનું ચુરણ કરી દ્રાક્ષમાં ગોળી વાળવી તે ૧ તોલો ખાવાથી મળ સુદ્ધિ થાય છે. મળ સાથે રહેલ વાયુ તથા અમ્લપિત્ત વિગેરેને મટાડે છે.

**સંજીવની** ગુટિકા—સુંઠ, વાવડીંગ, પીપર; ત્રિફળા, વજ, ગળો, ભીલામા, શુદ્ધ વછનાગ, દશેનું ચુર્ણ ગોમુત્રમા ઘુંટી રતી રતીની ગોળી વાળી આકડાના રસ સાથે એકેક ખાવાથી અજીર્ણ, ગુલ્મ, અને કોલેરા મટે છે. ઉલટી ૨ ગોળી, સન્નિપાતમા ૪ ગોળી અને સર્પ-વિષમાં ૩ ગાળી ખાવાથી મટે છે.

**મુસ્તાદિવટી**—ધાવડીનાં ફુલ. લોદર: મોચરસ, મોથ. બીલીફળ ઇંદ્રજવ, શુદ્ધ પારો, અને ગધક સર્વને વાટી ગોળી કરી ગોળ અને છાસ સાથે ૧થી ૨ વાલ ખાવાથી અતિસાર તથા સંગ્રહણી મટે છે.

**બૃહુત્સુરણવટી**-સુરણ તથા વરધારો સોળ સોળ ભાગ, મુસળી તથા ચિત્રક દરેક આઠ ભાગ અને હરડે, બેઢા, આબળા, વાવડીંગ, સુંઠ, પીપર, ભીલામાં, પીંપરીમુળ અને તાલીસપત્ર એ નવે ચચાર ભાગ, તજ, એલચી અને મરી ત્રણે બબે ભાગ સર્વનું ચુરણ કરી બમણા ગોળમા ગોળી કરી ખાવાથી હરસ, સંગ્રહણી, દમ, ઉદરસ, ક્ષય, બરોળ, શ્લીપદ, સોજો, હેડકી, પ્રમેહ, ભગંદર અને પલિત રોગ મટે છે તેમ અગ્નિ પ્રદિપ્ત કરે છે.

**વિષમુષ્ટિ ગુટિકા**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, અજમો, ત્રિફળા(હરડાં, બેઢાં, આંબળા) પંચલવણ ચિત્રકમુળ, વર,

વાવડીંગ અને ત્રિકટુ એ અઢારે ચીજો સરખે ભાગે તો. ૧૮ લઇ સર્વની બરાબર શુદ્ધ ઝેરકચોલા લઇ સર્વને લીંબુના રસમાં ઘુંટી બબે રતીની ગોળી કરી ૧ થી ૨ રતી ખાવાથી જીર્ણવાત વ્યાધિ, શુક્રદોષ તથા મગજના રોગ મટે છે.

**પથ્યાદિ ગુટિકા**—હરડે ૩૦ તોલા, દંતીમુળ, ૪ તોલા, નસોતર ૧ તોલો, ચિત્રક મુળ તોલા ૪, પીંપર તોલો ૧ સર્વનું ચુરણ કરી ૩૨ તોલા ગોળમા અર્ધા અર્ધા તોલાની ગોળી વાળી ૧ ગોળી ખાવાથી શીળસ, પાંડુ, હરસ, ખરજ તથા સંગ્રહણી મટે છે.

**શંગવટી** ગુટિકા—આબલીનો ક્ષાર તો. ૪, પંચલવણ તોલા ૪, સર્વને લીંબુના રસમા ભીંજવી તેમા શંકેના ૪ તોલા કટકા તપાવી તપાવીને વારંવાર ભષ્મ થઇ જાય ત્યા સુધી બોળવા, પછી તેમા હીંગ, સુંઠ મરી, અને પીપર દરેક અંકક તોલો, શુદ્ધ ગંધક, શુદ્ધ પારો, શુદ્ધ વછનાગ, દરેક તોલો ૦। મેળવી લીંબુના રસમા ઘુંટી ચણીબોર જેવડી ગોળી કરવી તોલા ૧થી ૨ ગોળી ખાવાથી સર્વ જાતના ઉદરના રોગ, અજીર્ણ શુળ કોલેરા અગ્નિમાદ્ય અને ગુલ્મ રોગ મટે છે.

**લવીંગાદિ ગુટિકા**—લવીંગ, બેહઢાં, મરી અને ખેરસારનુ ચુરણ કરી બાવળની છાલના ઉકાળામાં ગોળી કરી ૨ થી ૪ ગોળી ખાવાથી કફ, દમ તથા ઉદરસ મટે છે.

**પ્રાણાદિ ગુટિકા**—મરી ૩૨ ભાગ, સુંઠ ૨૪ ભાગ, પીંપર તથા મરી દરેક ૧૬ ભાગ, ચવક તથા તલીસ પત્ર આઠ ભાગ નાગકેસર ૪ ભાગ, તમાલપત્ર એક ભાગ એલચી તથા વાળો ૨ ભાગ જુનો ગોળ ૪૦ ભાગ દરેકનું ચૂર્ણ કરી ગોળમાં ગોળી ૦॥ તોલાની વાળવી તે ગોળી ખાવાથી હરસ, મંદાગ્નિ અને પીનસ રોગ મટે છે. જો ગરમ પડે તો સુઠને બદલે હરડે નાંખવી.

**વાંનરી વટી**—કૌચાં તોલા ૧૬, ગાયનું દુધ તોલા ૬૪, બંને ઉકાળી દુધ ઘાડું થાય ત્યા સુધી પકાવી પછી કૌચા ઉપરની છાલ કાઢી નાખી બીજ કાઢીને તે બારીક વાટી મેદો કરી નાની ગોળીઓ કરવી તેને ગાયના ઘીમા પકાવી બમણી સાકરની ચાસણીમા ફેંણી ગોળીઓ ડુબી જાય તેટલા મદમા અર એક ડુબાવી ०। થી ०॥ તોલાની અકેક ગોળી ખાવાથી વિર્યશ્રાવ મટે છે અને નસોની નબળાઇ મટી બળ તથા વિર્યની વૃદ્ધિ કરે છે.

**મંડુરવટી**—દેવદાર. મોથ, દારૂ હળદર, સુંઠ, મરી, પીંપર, ચવક ચિત્રકમુળ, પીંપરીમુળ, તજ, તજ, વાવડીંગ. હરડે, બેહ્ડા, આંબળા અને સુવર્ણમાક્ષિક ભષ્મ દરેક સરખે ભાગે લઇ તેથી બમણી મંડુર ભષ્મ લેવી તે સર્વને આઠ ગણા ગાયના મુત્રમા ઉકાળી ઘાટો પાક કરી ગોળીઓ વળાય તેવો જાડો પાક થાય ત્યારે ઉતારી તેની વટાણા જેવડી ગોળીઓ વાળી ૧ થી ૪ ગોળીઓ છાસ સાથે ખાવાથી કમળો, પાંડુ, હરસ, પ્રમેહ, સોજા, કફ. પુષ્ટિરોગ તથા ઉરૂસ્તંભ રોગ, બરલ અને અજીર્ણ મટે છે.

વ્યોષાદિ ગુટિકા—સુંઠ, મરી, પીપર, અમ્લવેત, ચવક, તાલીસપત્ર, ચિત્રક, જીરૂ અને આબલી દરેક અકેક તોલો, તજ, તમાલ પત્ર, અને એલચી દરેક તોલો ०। ગોળ તોલા ૨०, સર્વની ગોળમાં ગોળી વાલી ०॥ થી ૧ તોલો ખાવાથી પીનસ, દમ, ખાસી અને આમ મટે છે.

વ્યાઘ્રાદિ ગુટિકા—ભોંયરીંગણી, જીરૂ તથા આબળાનું ચુર્ણ કરીને તેને મદમા ગોળી કરી ખાવાથી શ્વાસ તથા ઉર્ધ્વ વાયુ મટે છે.

મરિચ્યાદિ ગુટિકા:—મરી તથા પીંપર અકેક તોલો, જવખાર અર્ધો તોલો, દાડમની છાલ તોલા ૨ સર્વનું ચુરણ કરી આઠ તોલા

ગોળમા ક્ષુટી ૦ા તોલાની ગોળી કરી અકેક ગોળી ખાવાથી સર્વ પ્રકારની ખાસી મટે છે.

**અમલાદિ ગુટિકા**:—આંબગા કુમળ. કદ, શાલની ધાણી, અને ચાડની વડવાઇના કમળીઆં પાચેના ચુર્ણની અંદર મદ નાખી ગોળીઓ કરવી તે ગોળીઓ મોંમા રાખવાથી તૃષા તથા દારૂણ મુખશોષ મટે છે.

**ગુડપિપ્પલ ગુટિકા**:—સુંઠ, એક ભાગ અને ગોળ બેભાગ ચુર્ણ ખાવાથી અજીર્ણ મટે છે.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### ગુગળ

ગુગળ બનાવવાની રીત પ્રકરણ ૬ ઠ્ઠામાં જુઓ.

**અમૃતાગુગળ**:—ગળો તોલા ૬૪, ગુગળ તોલા ૩૨, હરડે બેહા, આંબળા દરેક ૬૪ તોલા સર્વેનું ચુરણ કરી કવાથ કરવો તેનું ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે પણી ગળી કાઢી તેને ફરીથી અગ્નિ ઉપર ચઢાવવું તે ઘાટું થાય ત્યાંસુધી ઉકાળી પછી તેમા શુદ્ધ નેપાળો. સુંઠ, મરી, પીંપર, વાવડીંગ, ગળો, હરડે, બેહા, અને આ-બળાં તથા તજ દરેક બબે તોલા, નસોતર ૧ તોલો સર્વનું ચુરણ કરી પાકમાં મેળવી ગોળીઓ વળાય તેવો જાડો થાય ત્યારે ઉતારી પાવલી ભારની ગોળીએ વાળી તે ૨ થી ૪ ગોળી ખાવાથી વાતરક્ત, કોઢ, હરસ, અગ્નિમાંદ્ય, દુષ્ટવ્રણ, પ્રમેહ, આમવાત, ભગંદર, નાડીવ્રણ તથા ઉરૂસ્તંભને સોજા મટે છે.

**ત્રિફળા ગુગળ**:—હરડાં, બેહેડાં તથા આંમળાં અને ગુગળ દરેક અકેક તોલો લઇ ચુરણ કરી તેમાં શુદ્ધ ગુગળ ૨૦ તોલાનો ઘીમાં ભૂકો કરીને મેળવવો પછી તેની પા, પા, તોલાની ગોળી વાળી પાણી

સાથે ખાવાથી, ભગંદર, નાડીવ્રણ, સોજાગુલ્મ, (પેટનેગોળો) અને હરસ મટે છે.

**સિંહનાદ ગુગળ:**—ત્રિફળા ૩૬ તોલા લઈ તેનો કવાથ કરી ગાળી લઇ તેમા શુદ્ધ ગંધક તોલા ૪, ગુગળ તોલા ૧૨, અને દીવેલ તોલા ૧૬ નાખી લોઢાના કઢાયામા પાક કરી તેની પાવલીભારની ગોળીઓ વાળી ૧ થી ૨ ગોળી ખાવાથી સર્વ જાતના વાયુ આમવાત, ઉદરરોગ, ગુલ્મ અને શુળ મટે છે.

**ત્રયોદશાંગ ગુગળ**—બાવળ, આસોદ, પલ્લાસી, ગેળ, શતાવરી ગોખરૂ, રાસ્ના, નસોતર, સુવા, કચુરો, નવાન, સુંઠ સર્વેનું સરખે ભાગે ચુરણ કરી તેટલોજ ગુગળ અને ગુગળથી અર્ધું ઘી નાખી ના તોલાની ગોળીઓ વાળવી તે મદ, દુધ કે ઉના પાણી સાથે ખાવાથી વાયુ સંબંધીના તમામ રોગ મટે છે.

**કિશોર ગુગળ**—હરડે, બેહા, આંબળા તથા ગળો દરેક તો. ૬૪ ખાંડી લોઢાની કઢાઇમા તેથી ૨૪ ઘણા પાણીમા ઉકાળી અર્ધું પણી રહે ત્યારે ઉતારી તે પાણી ગાળી લેવુ. તેમાં ૬૪ તોલા શુદ્ધ કરલો ગુગળ નાખી ફરી ઉકાળી ઘટ થવા દેવું. પછી નીચે ઉતરાતી, વખતે. હરડે, બેહા, આંબળા દરેક બબે તોલા, ગળો ૪ તોલાં. ત્રિફટુ તથા વાવડીંગ એ ચારે બબે તોલા નેપાળાના મૂળ (દંતી મૂળ ) તો. ૧ નસોતર તો ૧ સર્વનું ચુરણ કરીને ઉપરના પાકમાં મેળવી પા, પા, તોલાની ગોળીઓ વાળવી તે જરા ગરમ પાણી દુધ કે મંજીષ્ટાદિ કવાથમા એક ગોળી ખાવાથી વાત રકત, કુષ્ટ, વ્રણ, પ્રમેહ પટીકા, પ્રમેહ, ઉદર, અગ્નિમાંદ્ય, ખાસી સોજો તથા પાંડુ મટે છે.

**યોગરાજ ગુગળ**—સુઠ, પીંપર, ચવક, પીપરી મૂળ, ચિત્રક મૂળ, શેકેલી હીંગ, અજમોદ, ધોળા સરસવ, જીરૂ, નગોડનાં બી, ઇં-

દ્રજવ કાળીપાટ વાવડીંગ, ગજપીંપર, કડુ, આંતાવષ. ભારંગમૂળ, વજ મોરવેલ, એ દરેક ૦૧ તોલો, તે તમામથી બમણું ત્રિફળા લઇ સર્વનું ચુરણ કરી તે સર્વની બરાબર શુદ્ધ ગુગળ તો. ૬૦ લઇ તે ગુગળને ધીમા સારી પેઠે ખાંડી ગોળ જેવો નરમ કરી તેમાં ચુરણ મેળવી અગર ગોળની પેઠે ચુલે ચડાવી થોડા પાણીમા પાક કરી તેમા ઉપરનું ચુર્ણ મેળવી દઇ પાવલી ભા ની ગોળીઓ કરવી તે લઘુ યોગરાજ જાણવો અને તેમા બંગ (કલાઇ)ભષ્મ, નાગભષ્મ, લોહભષ્મ, રૂપાની ભષ્મ અભ્રક ભષ્મ, મંડુર તથા રસ સીંદુર તો. ૪ મેળવવાથી મહા યોગરાજ ગુગળ થાય છે. તેની ૧ થી ૫ વાલની ગોળી વાળવી.

તેને રાસ્નાદિ કવાથમા ખાવાથી તમામ જાતના વાના રોગ મટે છે. કાક્લાદિ ગણના કવાથમા ખાવાથી પિત્તરોગ અરગ્વધાદિ કવાથમાં ખાવાથી કફરોગ, દારુહળદરના કવાથમા ખાવાથી પ્રદર અને પ્રમેહ, ગાયના મૂત્રમા ખાવાથી પાંડુરોગ. મદ સાથે લેવાથી મેદની વૃદ્ધિ કડવા લીંબડાના કવાથમા લેવાથી કુષ્ટરોગ. ( કોઢ ) કાળીપાટના કવાથમાં લેવાથી ઉંદરનું ઝેર. ત્રિફળાના કવાથમા લેવાથી નેત્ર રોગ, પુનર્નવાદિ કવાથમાં લેવાથી સર્વ ઉદર તથા ગુલ્મ રોગ, વરીયાળી, સુઠ ધાણા તથા ગોખરૂના ઉકાળામા ખાવાથી પેટનું શુળ, આમવાયુ, શુક્રદોષ તથા આર્તવ દોષ મટી પાચનશકિત થાય છે. મહા તથા લઘુરસ્નાદિ કવાથમા ખાવાથી અર્દિત વાયુ, હનુગ્રહ, અપબાહુક, અર્ધાંગ વાયુ આમવાત, ગૃધસી વિગેરે વાતવિકારો બીજા તમામ રોગમા ઘી તથા મદ સાથે મેળવી લેવો. મજીષ્ટ દિ કવાથમા લેવાથી રકત વિકાર ત્રિફળાના કવાથમાં લેવાથી ભગંદર તથા નાડીવ્રણ, અને ઘીમાં લેવાથી સાધારણ સંધિવા, અશકતપણુ, શુક્રદોષ અને ઉપદંશવાળા વાત વિકાર મટે છે.

**પથ્યાદિ કવાથ**--હરડે ૧૦૦, બેહ્રા ૨૦૦, આબળાં ૪૦૦ (દરેકની છાલ સરખે ભાગે લેવાથી પણ ચાલે) સર્વને ખાંડી અધકચરાં

ફરી એક રાત ૧૦૨૪ તોલાભાર પાણીમા પલાળી બીજે દિવસે અર્ધું પાણી બાકી રહે એટલે ઉકાળી પાણી ગાળી લઇ ફરી ચુલા ઉપર ચડાવી જાડુ થાય ત્યારે ઉતારી તેમાં વાવડીંગ, દાતીમૂળ, ત્રિફળા ગળો પીંપર, નસોતર, સુંઠ અને મરી દરેક બબે તોલા લઇ ચુર્ણ કરી ૦ા થી ૧ તોલાની ગોળીઓ વાળી ખાવાથી ગ્રધસી, લંગડાપણું ખરલ તથા પાડુ રોગ મટે છે.

## પ્રકરણ ૧૫ મું

## ફાન્ટાદિ ઔષધ.

**ફાન્ટ તથા મન્થ બનાવવાની રીત પ્રકરણ ૬ ઠ્ઠામાં જુઓ.**

**યવમન્થ:**—જવ શેકીને તેનો લોટ કરી તેમાં ટાઢુ પાણી પલળે તેવું રેડી હલાવી ખાવાથી તૃષ્ણા, દાહ, તથા રક્તપિત્ત રોગ મટે છે.

**ખર્જુરાદિ મન્થ:**—ખજુર, દાડમ નાખી દ્રાક્ષ, કોકમ, આંબલી આંબળા અને ફાલસા સર્વનો મન્થ કરી પીવાથી સર્વ મંથવિકારો મટે છે.

**મધુકાદિ ફાન્ટ:**—મહુડાંનો ફુલ, શવન, કતાજલી ફાલસા, કમળનું નાળવું. (દીન્ટીયું) કમળનું ફુલ, લોદર. શવનની છાલ, નાગકેસર, હરડાં, બહેડાં આમળા, કપુરી મધુરીના વેલાના ફુલ, દ્રાક્ષ અને શાલની ધાણી સરખે ભાગે લઇ હીમ કરવો તે સાકર અને મધ સાથે પીવાથી વાતપિત્ત જવર, દાહ, તૃષ્ણ મુર્છા, અસ્વસ્થપણું ભ્રમારક્તપિત્ત, અને મદ રોગ મટે છે.

**મસુરાદિ મન્થ:**—મસૂરની દાળ શેકીને લોટ કરવો, તેમાં દાડમના બીનું પાણી નાંખીને હાથથી હલાવી મધ સાથે ખાવાથી ત્રિદોષજન્ય ઉલટી મટે છે.

**સમાપ્ત.**